# ઓસરતો રુપિયો



લે. પ્રો. સી. એન. વકીલ.

: અનુવાદક :

પ્રો. જયંતીલાલ છ. મહેતા.



: પ્રકાશક :

: ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ૦ :

મુંબઈ-૧.

# ઓસરતો રૂપિયો

ચલણી નાણાનો ફુગાવો તથા
યુદ્ધના નાણાપ્રકરણની સમાલોચના



લેખક
સી. એન. વકીલ
યુનિવર્સીટી પ્રોફેસર ઓફ ઇકોનોમીક્સ,
મુંબઈ.



અનુવાદક:–
જયંતિલાલ છ. મહેતા, બી. કોમ.
અર્થશાસ્ત્રના અધ્યાપક, કલાભવન, વડોદરા.

: પ્રકાશક :
ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ૦
કોટ, મુંબઈ.

# પ્રસ્તાવના

ગુજરાતી જનસમાજને ગુજરાતીમાં 'The Falling Rupee' અથવા "ઓસરતો રૂપિયો" મળે તો એ વિષય વધુ સહેલાઇથી સમજાય તથા અંગ્રેજી નહિ જાણનાર પ્રજાને એ વિષય સમજવાની તક મળે એ સૂચનાને માન આપી આ ભાષાંતર પ્રકટ કરવાનું નક્કી કર્યું છે. શ્રી. જયંતિલાલ મહેતાએ આ કામ માથે ઉપાડી લેવાથી સરળતા થઇ અને ટૂંક સમયમાં અસલ પુસ્તકની બીજી આવૃત્તિનું ભાષાંતર બહાર પાડવાની ગોઠવણ થઈ.

સને ૧૯૧૪–૧૮ ના યુદ્ધ દરમિયાન યુરોપમાં નાણાં સંબંધે જે અંધાધૂંધી થઇ તેના કડવા અનુભવો યુરોપ અને અમેરિકાની પ્રજાને હજુ યાદ છે. તે કારણે વર્તમાન યુદ્ધમાં, એ દેશોએ મોટે ભાગે નાણાંતંત્ર જુદી રીતે ગોઠવવા પ્રયત્ન કર્યો છે, અને તેમાં તેઓ ઠીક સફળ થયા છે. આ લડાઇનો ખર્ચ ઘણો વધારે હોવા છતાં સંગીન નાણાં વ્યવસ્થા તેમજ બીજા અંકુશોને પરિણામે ખાસ કરીને ઇંગ્લેન્ડ અને અમેરિકાએ જે સફળતા મેળવી છે તે પ્રશંસનીય છે. આપણા દેશમાં જે નીતિ હાલ ચાલુ છે તેના ઉપરથી લાગે છે કે ચલણના ફુગાવાની પદ્ધતિ અહીં અખત્યાર કરી હોવાથી ગઇ લડાઇમાં જે અનુભવો એજ પદ્ધતિથી યુરોપના દેશોને થયા તેવા અનુભવો-માંથી આપણે પસાર થવું પડે. એ વાત સમજાય તથા એ ભયમાંથી કેવી રીતે મુક્ત થવાય એ મુદ્દાઓનો ઉકેલ કરવાનો આ પુસ્તકનો

હેતુ છે. આશા છે કે આ ગુજરાતી અનુવાદ અત્યારની હિન્દની નાણાવિષયક પરિસ્થિતિ સમજવામાં પ્રજાને મદદરૂપ થશે અને એ રીતે દેશની અત્યારની તેમજ ભવિષ્યની આર્થિક સલામતી જાળવવા માટે જે નીતિ ઉદ્દિષ્ટ છે તેની તરફેણમાં પ્રજામત કેળવાશે.

અંગ્રેજીમાં લખાયેલા અસલ પુસ્તકમાં પ્રોફેસર જે. જે. અંજારીઆ તથા શ્રી. ડી. ટી. લાકડાવાળા તરફથી ખાસ મદદ મળેલી અને ગુજરાતી ભાષાંતર કરવામાં શ્રી. જ્યંતિલાલ મહેતાએ ઘણો ઉત્સાહ અને ખંત બતાવ્યો તે બદલ હું એ સર્વનો ઋણી છું. 'ટાઇમ્સ'ના તંત્રીશ્રીએ તેમના પત્રમાં છપાએલા મારા લેખનો અહિં સમાવેશ કરવા માટે પરવાનગી આપી તેનો પણ આભારી છું.

સ્કુલ ઓફ ઇકોનોમીક્સ
એન્ડ સોશીયોલોજી,
મુંબઇ યુનીવર્સીટી,
તા. ૨૦–૨–૧૯૪૩.

**સી. એન. વકીલ**



# અનુક્રમણિકા

## ૧. પૂર્વ ભૂમિકા



## ૨. ફુગાવાના કારણો



## ૩. ફુગાવામાંથી ઉપજતા અનિષ્ટો

થયેલા ભાવવધારાની તુલના (૬) હિંદમાં બીનઅસરકારક ભાવનિયમન (૭) ફુગાવો અટકાવવા માટેના પગલાં.

## યુદ્ધ ખર્ચથી ફાળવણીમાં ફેરફાર

(૧) હિંદી લશ્કરનો દરજ્જો (૨) નાણાકીય કરાર (૩) શાહી રક્ષણનો સિદ્ધાંત (નીતિ) (૪) હિંદને ધિરાણપટ્ટે મળતો માલ (૫) અમેરિકા હિંદ વચ્ચે અરસપરસના કરાર (૬) હિંદમાં રૂપીયાની માંગમા થતો વધારો.

## ૫. રૂપીયાની જોગવાઇ કરવાની ખરી રીત:

(૧) ફુગા ાને મૂળમાંથી દાબવાની રીત.

(૨) બ્રિટન અને અમેરિકા હિંદમાંની ખરીદીના બદલામાં ઔદ્યોગિક વેપારી મિલકત કેમ ન આપે? (૩) હિંદમાંની ખરીદીના બદલામાં હિંદને સોનું કેમ ન મળે? (૪) હિંદમાં રૂપીયાની લોન ઉભી કરી ઇંગ્લાંડ ભરણું કેમ ન કરે? (૫) હિંદમાંની બ્રિટીશ મિલકતોને વેંચી નાંખી હિંદી માલીકીની કેમ ન બનાવાય? (૬) હિંદી માલના બદલામાં હિંદને મળવો જોઇતો ન્યાયી બદલો.

## ૬. સ્ટરલીંગ મિલકતનો મોહ:

(૧) આપણી સ્ટરલીંગ મિલકતનો અત્યારે થતો ઉપયોગ. (૨) સ્ટરલીંગ કરજનું ભરણું. (૩) સ્ટરલીંગ મિલકતના ભવી ઉપયોગનો કોયડો. (૪) નવી નોટો છાપવા અનામત તરીકે રાખવા માટે સ્ટરલીંગનો થતો ઉપયોગ. (૫) રૂપીઆની હૂંડિયામણની ભાવિ કિંમત. (૬) આંતરરાષ્ટ્રિય હૂંડિયામણના દર કેવી રીતે મુકરર થાય છે. (૭) રૂપીયાના હૂંડિયામણના દરમાં ઘટાડો. (૮) સ્ટરલીંગ અને રૂપીયાની કિંમતમાં ઘટાડાનું પ્રમાણ. (૯) રિઝર્વ બેંકની કાયદેસરની જવાબદારી. (૧૦) સ્ટરલીંગ મિલકતોનું વેચાણ.

(૧૧) 'રાષ્ટ્રિય હિતોને ભોગે વ્યકિતગત લાભ. (૧૨) સૂચવેલ, ફેરફારથી થનાર ફાયદા. (૧૩) ચાલુ રીતથી થતો બ્રિટનને લાભ. (૧૪) ચાલુ નીતિમ. ધરખમ સુધારો કરવાની આવશ્યકતા.

## ૭. ફુગાવો અટકાવવા માટેના ઇલાજો:

(૧) ઇંગ્લાંડ અને અમેરિકામાં લેવાયેલાં ફુગાવો અટકાવવા માટેનાં પગલાં. (૨) હિંદમાં ફુગાવો અટકાવવા માટેની યોજનાઓ. (૩) તે માટે તયાર થવી જોઇતી પૂર્વભૂમિકા. (૪) રિઝર્વ બેંકની ઉદાસીનવૃત્તિ. (૫) ફુગાવામાંથી ઉભી થતી કાગળીયા દોલતનો મોહ.

## ૮. રાજકીય તત્વ:

(૧) રાજકિય વિરૂદ્ધ આર્થિક બળો.

(૨) સરકારની સહહૃદયતાની કસોટી.

## ૯. અગત્યના મુદ્દાઓ સંક્ષેપમાં:



૧

# પૂર્વભૂમિકા

## (૧) આવક અને ખર્ચ

લડાઈ શરૂ થઈ ત્યારથી આજ સુધીમાં દેશની નાણાકીય સ્થિતિનું પૃથક્કરણ કરતાં પહેલાં આપણે તેના મુખ્ય મુખ્ય મુદ્દાઓ સંક્ષેપમાં તપાસી લઈએ.

સને ૧૯૩૮–૩૯ના વર્ષમાં હિંદી સરકારની વાર્ષિક આવક રૂ. ૧૨૧ કરોડની હતી તે સને ૧૯૪૨–૪૩ના અંદાજપત્ર પ્રમાણે રૂ. ૧૯૧ કરોડ જેટલી થવા જાય છે. આવકનો આ વધારો ખાસ કરીને વધારે નંખાયેલા કર–વેરાને અંગે તથા ખર્ચમાં જે વધારો થયો છે તે યુદ્ધખર્ચ તથા પરોક્ષ રીતે સનદીખાતામાં જે ખર્ચ વધે છે તેને લીધે છે. સને ૧૯૩૮–૩૯માં ખર્ચનો આંકડો રૂ. ૧૨૨ કરોડનો હતો તે સને ૧૯૪૨–૪૩ના અંદાજપત્રમાં વધીને રૂ. ૨૨૭ કરોડ જેટલો થયો છે. હવે પછીનું અંદાજપત્ર જ્યારે બહાર પડશે ત્યારે આ બંને અંદાજોમાં ધરખમ વધારા થયેલા જણાશે. એ તો સામાન્ય સમજની વાત છે કે યુદ્ધ પાછળ વધારે ને વધારે નાણું ખર્ચાતું આપણે આગળ ઉપર જોઈશું.

## (૨) રાષ્ટ્રીય કરજમાં ઘટાડો

એકંદરે તો હિંદ ઉપરના રાષ્ટ્રીય કરજમાં વધારો થવાને બદલે સહેજ ઘટાડો જણાય છે. યુદ્ધકાળ દરમિયાન બનવું જોઈએ તેના કરતાં આ વિરુદ્ધ ઘટના ગણી શકાય. પણ આનું મુખ્ય કારણ હિંદ ઉપરનું સ્ટર્લિંગ-કરજ ધીમે ધીમે ભરપાઈ કરવામાં આવે છે તે છે. આ કરજનો થોડો ભાગ તો રૂપિયાની નવી લોનમાં ફેરવાઈ ગયો છે. પરંતુ સ્ટર્લિંગ-કરજમાં જે ઘટાડો થયો છે તેટલો જ વધારો રૂપિયાની નવી લોન દ્વારા ઊભા કરાયલા કરજમાં થયો નથી. તે ઉપરાંત, યુદ્ધને અંગે જે લોન ઊભી કરવામાં આવે છે તે ધારવા જેટલી ખપતી પણ નથી. આ સંબંધી નીચેના આંકડા સૂચક છે:

હિંદી સરકાર ઉપરનું કરજ
(આંકડા કરોડ રૂપિયામાં)

| વર્ષ | રૂપિયાનું કરજ | સ્ટર્લિંગ-કરજ | કુલ |
|---|---|---|---|
| ૧૯૩૮-૩૯ | ૭૦૯·૯૬ | ૪૬૯·૧૦ | ૧૧૭૯·૦૬ |
| ૧૯૩૯-૪૦ | ૭૨૭·૭૯ | ૪૪૨·૪૯ | ૧૧૭૦·૨૮ |
| ૧૯૪૦-૪૧ | ૮૬૧·૧૭ | ૩૪૪·૯૩ | ૧૨૦૬·૧૦ |
| ૧૯૪૧-૪૨ | ૯૪૨·૨૯ | ૧૮૦·૦૦ | ૧૧૨૨·૨૯ |
| ૧૯૪૨-૪૩ (અંદાજી આંકડા) | ૧૦૨૬·૮૭ | ... | ૧૦૨૬·૮૭ |

સને ૧૯૪૧-૪૨ની આખર સુધીમાં સ્ટર્લિંગ-કરજમાં રૂ. ૨૮૯ કરોડનો ઘટાડો થયો છે તેની સામે રૂપિયાના કરજમાં જે રૂ. ૨૩૨ કરોડ જેટલો વધારો થયો છે તે બાદ કરતાં સરવાળે એકંદર રૂ. ૫૭ કરોડનો ઘટાડો થયેલો ગણાય.

સને ૧૯૪૨ના સપ્ટેંબર સુધીમાં એ વર્ષમાં હિંદી સરકારે બધી જાતની કુલ્લે રૂ. ૧૨·૩૮ કરોડની લોન ઊભી કરી છે. ઑકટોબરમાં રૂ. ૧૫ કરોડની એક લોન કાઢવામાં આવી હતી જેમાંથી જાહેર

પ્રજાએ રૂ. ૨૮૧ કરોડની લોન ખરીદ્યાનો અંદાજ કઢાય છે, જ્યારે બાકીની રકમની લોન રિઝર્વ બેંકે ખરીદી લીધી હતી. તે ઉપરાંત, સને ૧૯૪૨ના સપ્ટેંબર સુધીમાં રૂ. ૫૭.૨૦ કરોડ જેટલો થાલ વગરના દેવામાં પણ વધારો થયો છે. એટલે, સને ૧૯૪૨ના વર્ષ દરમિયાન રાષ્ટ્રીય કરજમાં કુલ રૂ. ૮૪.૫૯ કરોડ જેટલો વધારો થયો; સ્ટર્લિંગ-કરજ કે જે રૂ. ૧૮૦ કરોડ જેટલું છે તે પણ આ વર્ષ દરમિયાન ભરપાઈ થઈ જશે. ઉપલા કોષ્ટકમાં સને ૧૯૪૨-૪૩ અંગેના જે અંદાજી આંકડા આપવામાં આવ્યા છે તે આ ધારણા ઉપર ગણીને મૂકવામાં આવ્યા છે એટલે તેમાં સુધારા-વધારાને સ્થાન છે.

## (૩) કરજની વિગત

રાષ્ટ્રીય કરજના જુદા જુદા પેટા-ભાગોમાં થતા ફેરફારો જાણવા રસપ્રદ થઈ પડશે. નીચેના કોષ્ટક ઉપરથી જે બે મુખ્ય ફેરફારો તરી નીકળે છે તેના તરફ વાચકનું લક્ષ દોરવું જરૂરી છે:

(આંકડાઓ કરોડ રૂપિયામાં)

| વર્ષ | સરકારી રૂપિયાનું કરજ | તિજોરી-હુંડીઓ | કુલના કેટલા ટકા તિજોરી-હુંડીઓ | પોસ્ટઑફિસ સેવિંગ બેંકની થાપણ તથા કેશ-સર્ટિફિકેટની રકમ | કુલના કેટલા ટકા આ થાપણ તથા કેશ-સર્ટિફિકેટો |
|---|---|---|---|---|---|
| ૧૯૩૮-૩૯ | ૭૧૦ | ૪૬ | ૬.૫ | ૧૪૧ | ૧૯.૮ |
| ૧૯૩૯-૪૦ | ૭૨૮ | ૫૫ | ૭.૫ | ૧૩૫ | ૧૮.૬ |
| ૧૯૪૦-૪૧ | ૮૬૧ | ૬૯ | ૮.૦ | ૧૦૯ | ૧૨.૬ |
| ૧૯૪૧-૪૨ | ૯૪૨ | ૧૩૭ | ૧૪.૫ | ૯૫ | ૧૦.૧ |

તિજોરી-હૂંડીઓ અગર થાલ વગરના કરજમાં મહત્વનો વધારો થયેલો જણાય છે. સને ૧૯૪૨માં તે વધીને રૂ. ૧૯૧ કરોડ જેટલું

તો થઈ ગયું છે. પોસ્ટ–ઑફિસ સેવિંગ બૅંકની થાપણો તથા કેશ–સર્ટિફિકેટોના આંકડામાં ઘટાડો માલૂમ પડે છે, જેનું મહત્ત્વ આગળ ઉપર તપાસીશું.

## (૪) નોટ–ચલણમાં વધારો

યુદ્ધકીય નાણા–પ્રકરણની દેશની આર્થિક સ્થિતિ ઉપર શી અસર થઈ છે તે હવે આપણે તપાસીએ. લંડનમાં સ્ટર્લિંગ–જામીનગીરીમાં જે વધારો થયા કરે છે તેની સામે હિંદમાં વધારે ને વધારે નોટો છપાતી જાય છે. નીચેના આંકડા ઉપરથી આ સ્પષ્ટ જણાઈ આવે છે:

( આંકડા લાખ રૂપિયામાં )

| | છાપેલી કુલ નોટ | ચલણમાં કુલ નોટ | અનામત તરીકે રખાયેલી સ્ટર્લિંગ જામીનગીરીઓ |
|---|---|---|---|
| ઑગસ્ટ, ૧૯૩૯ | ૨૧૬૭૮ | ૧૭૮૮૯ | ૫૯૫૦ |
| ૧૯૩૯–૪૦નું સરેરાશ | ૨૨૭૭૫ | ૨૦૮૮૬ | ૭૮૩૨ |
| ૧૯૪૦–૪૧નું સરેરાશ | ૨૫૮૭૭ | ૨૪૧૬૨ | ૧૨૯૯૭ |
| ૧૯૪૧–૪૨નું સરેરાશ | ૩૨૦૬૩ | ૩૦૮૪૬ | ૧૬૫૪૪ |
| ૧૯૪૩ની ૨૨ જાન્યુ. | ૬૦૫૧૬ | ૫૯૦૭૨ | ૩૫૫૮૩ |
| વધારો | +૩૮૮૩૮ | +૪૧૧૮૩ | +૨૯૬૩૩ |

અનામત તરીકે જે સ્ટર્લિંગ–જામીનગીરીઓ રાખવામાં આવે છે તેમાં જે વધારો થયો છે તેને અંગે જ કુલ ૨૩૦ ટકા જેટલી વધારે નોટો છાપવાનું બન્યું છે, એ વાત સ્પષ્ટ થાય છે. સિક્કાના ચલણમાં શી શી ફેરફારી થઈ તે પણ આપણે ગણતરીમાં તો લેવી જ જોઈએ; પણ આ દિશામાં ચોકસાઈભર્યા આંકડા મેળવવા મુશ્કેલ છે. જૂના Standard સિક્કાઓ રિઝર્વ બૅંકે ચલણમાંથી પાછા ખેંચી લીધા છે તે બાદ કરતાં સને ૧૯૩૯–૪૦થી આજ સુધીમાં કુલ રૂ. ૫૯ કરોડના રૂપિયા અગર એક રૂપિયાની નોટો ચલણમાં મૂકવામાં આવી છે.

રૂપિયાના અમુક જથ્થાનો સંઘરો પણ થયો હશે પરંતુ તેનો અંદાજ કાઢવાનું શક્ય નથી.

## (૫) થાપણ-નાણું

થાપણ-નાણું એ એક ખાસ પ્રકારનું નાણું છે કે જે પ્રગતિમાન દેશોમાં વધારે ઉપયોગી કામ કરે છે; જો કે હિંદમાં તેનું સ્થાન બહુ મહત્ત્વનું નથી. રિઝર્વ બેંકની સ્થાપના પછી આ પ્રકારનું નાણું ધીમે ધીમે પોતાનું સ્થાન જમાવે છે. બીજા દેશોમાં ઉત્તરોત્તર આ પ્રકારનું નાણું વધતું જાય છે તેને બદલે આપણે ત્યાં દિનપ્રતિદિન તેમાં ઘટાડો જોવામાં આવે છે. નીચેના આંકડા આ વાતની સાક્ષી પૂરશેઃ

**રિઝર્વ બેંકે નોંધેલી બેંકો (શેડયુલ્ડ બેંકો)ના આંકડા**
(કરોડ રૂપિયામાં)

| વર્ષ | ચાલુ થાપણો | મુદતી થાપણો | થાપણોના કેટલા ટકા ધીરાણ તથા હૂંડીઓ વટાવવામાં રોકાયા | થાપણના કેટલા ટકા રિઝર્વ બેંક પાસે અનામત તરીકે તથા હાથ ઉપર રાખવામાં આવ્યા છે |
|---|---|---|---|---|
| ૧૯૩૯-૪૦ | ૧૪૦ | ૧૦૬ | ૫૩ | ૧૦ |
| ૧૯૪૦-૪૧ | ૧૬૪ | ૧૦૫ | ૪૭ | ૧૬.૬ |
| ૧૯૪૧-૪૨ | ૨૦૨ | ૧૦૪ | ૧૦ | ૧૪.૮ |
| ઓકટો. '૪૨ | ૩૨૨ | ૧૦૨ | ૧૯ | ૧૮.૪ |
| નવે. ૧૯૪૨ | ૩૩૩ | ૧૦૫ | ૧૯ | ૧૭.૫ |
| ડિસે. ૧૯૪૨ | ૩૪૦ | ૧૧૦ | ૨૧ | ૧૫.૦ |

સને ૧૯૩૯-૪૦માં, નોંધાયેલી બેંકોની થાપણના ૫૩% જેટલી રકમ લોનમાં તથા હૂંડીમાં રોકાયેલી હતી જે આજે ફક્ત ૨૧% જેટલી જ છે. આ પ્રકારનું નાણું કે જે ઊભું કરવું બેંકોના હાથમાં છે તેમાં બેંકોએ અચૂક ઘટાડો કરેલો જણાય છે. જો કે જ્યાં સુધી લોકો

બેંકોની પાસેથી લોનની માગણી ન કરે ત્યાં સુધી બેંક આ પ્રકારનું નાણું અમલમાં લાવી શકતી નથી. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વેપારી-વર્ગ આ રીતે વ્યાજે લીધેલી રકમથી મોટા પાયા ઉપર ધંધાદારી પ્રવૃત્તિ કરી શકતો નથી.

## (૬) અણરોકાયેલી પડી રહેલી નવરી મૂડી

નોંધાયેલી બેંકોની મુદતી થાપણો લગભગ પહેલાંના જેટલી જ રહી છે, જ્યારે ચાલુ થાપણો રૂ. ૧૪૦ કરોડથી વધીને રૂ. ૩૪૦ કરોડ જેટલી થઈ છે. બેંકોએ લોન આપવામાં ઘટાડો કર્યો હોવા છતાં આમ બનવા પામ્યું છે તેનો ખુલાસો એ જ હોઈ શકે કે હમણાં હમણાં જે લોકોની આવકમાં અને તેને અંગે બચતમાં વધારો થયો છે તેઓ જામીનગીરી કે ધંધામાં આ મૂડી રોકવાને બદલે બેંકોમાં ચાલુ થાપણ તરીકે રાખવાનું વધારે પસંદ કરતા જણાય છે તે વસ્તુ આ માન્યતાને ટેકો આપે છે. પોતાના ઉપરની જવાબદારીના ૧૦ ટકાને બદલે બેંકો હવે ૧૫ ટકા જેટલી રોકડ હાથ ઉપર રાખે છે. એટલે પહેલાં આ રકમ રૂ. ૨.૪ કરોડ જેટલી હતી તે ડિસેંબરમાં વધીને રૂ. ૬૭ કરોડ જેટલી થઈ છે. ચાલુ થાપણો આટલી વધી ગયેલી હોવાથી બેંકોએ હાથ ઉપર હવે મોટી રકમ રાખવી પડે છે કે જેથી થાપણદારો જો તેમની થાપણો અચાનક પાછી ખેંચી લેવા આવે તો તે દરોડાને સહેલાઈથી પહોંચી વળી શકાય. આનો અર્થ એ જ થઈ શકે કે દેશની અંદરની મૂડીનો અમુક ચોક્કસ જથ્થો ઉત્પાદક રોકાણ થવા માટે વાજબી ક્ષેત્રના અભાવે બેંકોના હાથમાં નવરો પડી રહે છે.

બેંકની થાપણોની જે ત્વરાથી હેરફેર થાય છે તેને લગતા કિલઅરીંગ હાઉસ( એકબીજી બેંક વચ્ચેનાં લેણાં - દેણાંની પતાવટ કરતી સંસ્થા )ના નીચેના આંકડા ઉપરથી સાબિત થાય છે કે અમુક

મૂડી પહેલાંના કરતાં વધારે પ્રમાણમાં એમ ને એમ અણરોકાયેલી પડી રહે છે:

**ક્લિઅરીંગ હાઉસના આંકડા**
( કરોડ રૂપિયામાં )

| વર્ષ | નોંધાયેલી બેંકોની ચાલુ થાપણો | ક્લિઅરીંગ હાઉસમાંથી પસાર થતી રકમ-આખા વર્ષમાં | નાણાંની હેરફેરની ત્વરા |
|---|---|---|---|
| ૧૯૩૯–૪૦ | ૧૪૦ | ૨૩૦૮ | ૧૭ |
| ૧૯૪૦–૪૧ | ૧૬૪ | ૨૧૩૬ | ૧૩ |
| ૧૯૪૧–૪૨ | ૨૦૨ | ૨૭૦૦ | ૧૩ |
| ૧૯૪૨ના એપ્રિલથી ઓક્ટોબર | ૩૨૨ | ૧૪૦૩ | ૪ |
| ૧૯૪૨ના એપ્રિલથી નવેંબર | ૩૩૩ | ૧૬૩૫ | ૪·૯ |
| ૧૯૪૨ના એપ્રિલથી ડિસેંબર | ૩૪૦ | ૧૮૮૫ | ૫·૫ |

બેંકોની થાપણમાં જે વધારો થયો છે તેના પ્રમાણમાં ક્લિઅરીંગ હાઉસના આંકડા વધારો દર્શાવતા નથી, ઊલટાનું સને ૧૯૪૨ના આંકડા તો પહેલાંના કરતાં ઘટાડો બતાવે છે, એટલે એ સ્પષ્ટ થાય છે કે આ પ્રકારનું નાણું બહુ મંદગતિથી હવે હેરફેર થાય છે.

એટલું ખરું કે સામાન્ય રીતે સારીયે ધંધાદારી આલમને, અને ખાસ કરીને નાણા-બજારને, વેગ અને ઉત્સાહ આપે તેવા બનાવો બનવા પામે તો ફરી આ મૂડી ઉત્પાદક દિશામાં રોકાવી શરૂ થશે. એમ થવા પામે તો થાપણદારો પોતાની મૂડીનો ઉપયોગ સક્રિય ધંધા-ઉદ્યોગમાં કરશે અને બેંકો પણ વધારે લોન આપીને થાપણ-નાણામાં વધારો કરશે. બેંકોની અત્યારની સદ્ધર નાણાકીય સ્થિતિ પણ તેમને આવું પગલું ભરવા જરૂર મદદરૂપ થશે.

## ૨

# ફુગાવાનાં કારણો

## (૧) વસ્તુઓના વધતા જતા ભાવો

ઉપર આપણે જોયું તે મુજબ આ પ્રકારનું થાપણ-નાણું બીજા આધુનિક પ્રગતિમાન દેશોમાં મહત્ત્વનો ભાગ ભજવે છે, પણ હિંદમાં તો મોટે ભાગે હાલ તે સુસ્ત પડી રહે છે, અને માટે જ વસ્તુઓના ભાવ ઉપર આપણા દેશમાં તે ખાસ કાંઈ અસર કરતું નથી. તેમ છતાંય છેલ્લા ૧૨ મહિનામાં વસ્તુઓના ભાવોમાં ધરખમ વધારો થયેલો આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. કલકત્તાના ભાવ-ટકાવારીનો આંકડો જે સને ૧૯૩૯-૪૦માં ૧૧૫ હતો તે ૧૯૪૩ના ડિસેંબરમાં ૨૩૭ જેટલે જઈ પહોંચ્યો છે; મુંબઈની ભાવ-ટકાવારી સને ૧૯-૩૯-૪૦માં ૧૦૯ હતી તે ૧૯૪૨ના ઓગસ્ટમાં ૨૨૮ જેટલી થઈ છે. સને ૧૯૩૯ના ઓગસ્ટની ૧૯મી તારીખે પૂરા થતા અઠવાડિયામાં જે ભાવ હતા તેને પાયારૂપ માનીને હિંદી સરકારના અર્થશાસ્ત્રીય સલાહકારે જે ભાવ-ટકાવારી તૈયાર કરી છે તે પણ ૧૦૦ થી વધીને સને ૧૯૪૨ના ઓગસ્ટમાં ૧૬૦ જેટલી થઈ છે.

લગભગ બધી જ વસ્તુઓના ભાવોમાં થયેલા આ ઝડપી અને મોટા પ્રમાણના વધારાથી આપણુ સૌને ધક્કો તો પહોંચ્યો જ છે, અમુક કિસ્સામાં તો આપણે ઉપર જોયેલી ભાવ-ટકાવારીના વધારા કરતાંય ઘણા ઊંચા ભાવ આપણે આપવા પડે છે. જે વસ્તુઓ

પરદેશથી આયાત થાય છે અને જેની આજકાલ પુષ્કળ અછત છે તેના ભાવની તો વાત જ શી કરવી ? અમુક સ્થાનિક બની શકતી વસ્તુઓના ભાવ પણ સરેરાશ કરતાં વધારે આપણે જોઈએ છીએ અને આપણા દૈનિક જીવન પર તેની તીક્ષ્ણ અસર થતી અનુભવીએ છીએ.

સામાન્ય વપરાશમાં આવતી ઘણી વસ્તુઓની અછત માટેનાં અમુક કારણો આપણી જાણમાં છે, છતાં પણ તેને અંગે આટલા મોટા પ્રમાણમાં સાર્વત્રિક ભાવ-વધારો થાય તેનો ખુલાસો ખરે જ કઠિન છે. આજકાલ જે પાકો માલ પરદેશથી આયાત કરવામાં આવે છે તે મોટે ભાગે લડાઈના કામ અંગેનો જ હોય છે. બ્રહ્મદેશમાંથી ચોખાની આયાત બંધ થવાથી તથા હિંદમાંથી અમુક અનાજ નિકાસ થતું હોવાથી દેશ સમક્ષ ખાદ્યખોરાકીની વસ્તુ પૂરતા પ્રમાણમાં મેળવવાનો પ્રશ્ન આજે તીવ્ર બની ગયો છે. આ ઉપરાંત વાહનવ્યવહારની મુશ્કેલીને અંગે દેશના અમુક ભાગની અંદર અનાજની અછતના સળગતા પ્રશ્નો ઉપસ્થિત થયા છે. મુંબઈ શહેરને પોતાને જોઈતું દરેક પ્રકારનું અનાજ બહારથી મેળવવું પડે છે તેને લીધે ખરી જરૂરને પ્રસંગે આજે જીવન-નિર્વાહને અંગે આવશ્યક એવી ખાદ્યખોરાકીની ઘણી વસ્તુઓ બહારથી ખરીદીને લાવી શકાતી નથી.

અમુક વસ્તુઓના ભાવમાં થયેલો વધારો થોડે-ઘણે અંશે તો જે તે વસ્તુની અછતને પરિણામે થયો છે, પરંતુ છેલ્લા પાંચ-છ મહિનાથી દરેક વસ્તુના ભાવમાં જે સાર્વત્રિક વધારો થયો છે તેનું ખરું કારણ તો એ જ છે કે દેશની અંદરના ઉત્પાદન કરતાં નાણાંનો જથ્થો વધારે પ્રમાણમાં ચલણમાં મુકાયો છે. સામાન્ય વખતમાં પણ દેશના ઉત્પાદનમાં થતો વધારો માપવો મુશ્કેલ છે અને તેમાંય ચાલુ વિષમ સંજોગોમાં તો તેમ બનવું શક્ય જ નથી. જોઈતી માહિતી મેળવવા માટે કોઈ ચોક્કસ સાધનોના અભાવથી આપણા દેશમાં આંકડાશાસ્ત્ર ખૂબ જ કંગાળ હાલતમાં છે. તેમ છતાંય, લડાઈ શરૂ થઈ ત્યારથી આજ સુધીમાં, દેશના ઉત્પાદનમાં ૨૦% જેટલો વધારો

થયો હોવાનો અંદાજ બાંધવામાં આવે છે, જ્યારે બીજી બાજુ સને ૧૯૩૯-૪૦ના ઑગસ્ટમાં રૂ. ૧૭૯ કરોડની નોટો ચલણમાં હતી તે વધીને સને ૧૯૪૩ની ૨૨મી જાન્યુઆરીએ એ રૂ. ૫૯૧ કરોડ જેટલી થઈ છે.* યુદ્ધકાળ દરમિયાન નોટ-ચલણમાં થયેલ આ ૨૩૮% વધારો દેશના નાણાકીય તંત્રમાં આગળ તરી આવે તેવો મુદ્દો છે. ભાવમાં થયેલો વધારો આના કરતાં સહેજ થોડો છે (સને ૧૯-૩૯-૪૦માં ૧૧૫ અને ૧૯૪૨ના ડિસેંબરમાં ૨૩૮), અને તેમાંય થોડો ભાવ-વધારો તો વસ્તુની અછતને લીધે થયો છે. બીજી બાજુ, નાણામાં થયેલો અમુક વધારો દેશના વધેલા ઉત્પાદનને અંગે અને પોતાની આવક અને બચત પોતાની જ પાસે રોકડ તરીકે અગર બેંકોમાં થાપણ તરીકે રાખવાના આપણા લોકોના વલણને આભારી છે. આ બધું બાદ કરતાં પણ આપણને એવા નિર્ણય ઉપર આવ્યા સિવાય છૂટકો જ નથી કે નાણાની માગ અગર જરૂર કરતાં આજે વધારે પ્રમાણમાં નાણું ચલણમાં છે અને પરિણામે નાણાની કિંમતમાં ઘટાડો થયો છે અને ભાવોમાં સાર્વત્રિક વધારો થવા પામ્યો છે.

## (૨) કુદકે ને ભૂસકે વધતો ફુગાવો

એક વખત રૂપિયાનો ફુગાવો શરૂ થયો કે પછી તે પુષ્કળ ઝડપથી આગળ ધપે છે; તેનું વલણ કૂદકે ને ભૂસકે આગળ વધવા તરફ જ હોય છે. એનો અર્થ એ કે દરેક પગથિયે પહેલાંના કરતાં વધારે પ્રમાણમાં નવું નાણું ઉત્તરોત્તર અમલમાં મુકાય છે. નોટ-ચલણમાં થયેલા વધારાની ગતિ આપણને નીચેના કોષ્ટક ઉપરથી જણાઈ આવશે:

---

* એ બનવાજોગ છે કે લડાઇ પહેલાં ખપપૂરતું નાણું ચલણમાં ન પણ હોય. એટલે શરૂઆતમાં ચલણી નાણામાં થતો વધારો નાણાની જરૂર અને નાણાના જથ્થા વચ્ચે સમતોલપણું લાવી ફાયદાકારક નીવડયો હશે, પણ ટૂંક મુદતમાં જ જરૂર કરતાંય વધારે નાણું સતત ચલણમાં મુકાવા લાગ્યું અને તેની અસર દેખાવી શરૂ થઈ.

### નોટ-ચલણમાં થયેલો વધારો

| | (રૂ. કરોડમાં) |
|---|---|
| ૧૯૩૯-૪૦ | ૪૯.૯૫ |
| ૧૯૪૦-૪૧ | ૧૯.૧૧ |
| ૧૯૪૧-૪૨ | ૧૫૨.૪૦ |
| ૧૯૪૨-૪૩ | (ઉત્તરોત્તર વધતો સરવાળો) |
| એપ્રિલ | ૩૨.૫૫ |
| મે | ૫૦.૫૯ |
| જૂન | ૬૧.૯૪ |
| જુલાઈ | ૬૯.૭૫ |
| ઓગસ્ટ | ૯૩.૦૧ |
| સપ્ટેંબર | ૧૧૧.૩૪ |
| ઓક્ટોબર | ૧૩૩.૪૪ |
| નવેંબર | ૧૫૯.૧૧ |
| ડિસેંબર | ૧૮૯.૧૧ |
| ૧૯૪૩ના જાન્યુઆરીની ૨૨ તા. સુધી | ૨૦૯.૪૭ |

ઉપરના આંકડા ઉપરથી જણાય છે કે પહેલા વર્ષના કરતાં બીજા વર્ષમાં ઓછી કિંમતની નોટો ચલણમાં મૂકવામાં આવી હતી, પણ ત્રીજા વર્ષમાં એકદમ રૂ. ૧૫૨ કરોડ જેટલી નવી નોટો મૂકી દેવામાં આવી. સને ૧૯૪૨-૪૩ના દસ મહિનામાં પણ પાછલી સાલના આખા વર્ષ કરતાં વધારે નોટો ઉમેરાઈ છે અને રોજની એક કરોડની ગતિએ સને ૧૯૪૨-૪૩ના આખા વર્ષ દરમિયાન કદાચ રૂ. ૨૭૫ કરોડ જેટલી નવી નોટો ચલણમાં મુકાય તો આપણને આશ્ચર્ય થશે નહિ. બીજા મુદ્દાઓ ઉપસ્થિત ન થાય તો કદાચ આથી પણ વધારે ઝડપથી મોટા ને મોટા પ્રમાણમાં નવી નોટો લડાઈ ચાલુ રહે ત્યાં સુધી ચલણમાં મુકાતી રહેશે.

## (૩) બ્રિટિશ સરકારને માટે થતી ખરીદીમાંથી ઉત્પન્ન થતી રૂપિયાની માગ

આ સ્થળે પ્રશ્ન એ થાય છે કે ચલણમાં આટલો બધો વધારો શા માટે થવો જોઈએ, અને ચલણના આ ફુગાવામાંથી ઊગરવા માટે કોઈ રસ્તો છે કે નહિ. બ્રિટિશ સરકાર તથા ઇતર મિત્રરાષ્ટ્રોની સરકારો માટે હિંદી સરકાર મોટા પાયા ઉપર યુદ્ધ-સામગ્રી હિંદમાંથી ખરીદ કરે છે.* આ બધી ખરીદી હિંદમાં રૂપિયા દ્વારા થાય છે. તે માટે પ્રથમ તો હિંદી સરકારે નાણાંની જોગવાઈ કરવી પડે છે અને પાછળથી બ્રિટિશ સરકાર કે મિત્રરાષ્ટ્રની સરકાર હિંદી સરકારને ભરી આપે છે. આ કારણને અંગે હમણાં બ્રિટિશ સરકારે હિંદને મોટી રકમો આ માલના બદલામાં ભરવી પડે છે. આ ભરણું બ્રિટિશ સરકાર લંડનમાં સ્ટર્લિંગ દ્વારા કરે છે. હિંદી સરકારને ખાતે આ રીતે લંડનમાં સ્ટર્લિંગ જમા થયા કરે છે અને હિંદમાં બ્રિટિશ સરકારની ખરીદી માટે હિંદી સરકારે રૂપિયાની જોગવાઈ રોજ-બ-રોજ કરવાની રહે છે.

## (૪) હિંદ ઉપરના સ્ટર્લિંગ-કરજનું ભરણું

ઉપર આપણે જોયું તેમ જે રીતે બ્રિટિશ સરકાર વતી હિંદી સરકાર ખરીદી કરે છે તેમાંથી બે વ્યવહાર ઉદ્ભવે છે: (૧) હિંદ ઉપરના સ્ટર્લિંગ-કરજનું ભરણું, અને (૨) હિંદી સરકારને ખાતે લંડનમાં જમા થતા સ્ટર્લિંગની સામે હિંદમાં વધારે ને વધારે છપાતી ચલણી નોટો. સ્ટર્લિંગ-કરજના ભરણાની યોજનાની વધારે વિગતમાં ઊતર્યા વિના વાચકનું લક્ષ હિંદ ઉપરના કરજમાં થતા ઘટાડા તરફ દોરવું બસ થશે. સને ૧૯૩૮–૩૯માં આ કરજ રૂ. ૪૬૯ કરોડનું હતું તે સને ૧૯૪૧–૪૨માં ફક્ત રૂ. ૧૮૦ કરોડ જેટલું રહ્યું છે.

---

* એકલા બ્રિટિશ સરકાર માટે જ રૂ. ૪૨૫ કરોડની કિંમતની ખરીદી થઈ હોવાનો અંદાજ છે.

સને ૧૯૪૨-૪૩ દરમિયાન કરજનું ભરણું ચાલુ રહેતાં ૧૯૪૩ના માર્ચ આખર સુધીમાં તો આ આખું કરજ ચૂકતે થઈ જશે.

લંડનમાં જેની પાસે હિંદ ઉપરના કરજની સ્ટર્લિંગ-જામીનગીરીઓ હતી તેને રિઝર્વ બેંકે સ્ટર્લિંગ ચૂકવી આપ્યા અને એ રીતે હિંદ ઉપરનું ત્યાંનું કરજનું ભરણું કરી તેના બદલામાં હિંદમાં રૂપિયાની લોન ઊભી કરી નવું કરજ ખડું કરવામાં આવ્યું. આ લોનનો થોડો ભાગ જાહેર પ્રજા-વર્ગે ખરીદ્યો અને બાકીનો ભાગ રિઝર્વ બેંકે ખરીદી લીધો. આમ જે રકમ ઊભી થઈ તેના વડે બ્રિટિશ સરકારને માટે યુદ્ધ-સામગ્રી ખરીદ કરવાનું સાધન પ્રાપ્ત થયું. સ્ટર્લિંગ-કરજના બદલામાં રૂપિયાની લોન આપવામાં આવી. સ્ટર્લિંગ કરજનો થોડો ભાગ રદ કરવામાં આવ્યો કારણ કે સ્ટર્લિંગ-કરજના બદલામાં પૂરેપૂરી રકમની રૂપિયાની લોન ઊભી કરવામાં આવે તો હિંદનું નાણાબજાર કદાચ એવડી મોટી રકમ પૂરી પાડી શકે નહિ.

સાથેસાથ નોટ-ચલણમાં પણ વધારો કરવામાં આવ્યો. હિંદી સરકારના લંડનમાંના સ્ટર્લિંગ બ્રિટિશ સરકારની સ્ટર્લિંગ-જામીનગીરીમાં રોકવામાં આવ્યા અને વખતોવખત તેને રિઝર્વ બેંકના ચલણ-ખાતામાં ( ઇસ્યૂ ડિપાર્ટમેંટ ) ફેરવવામાં આવ્યા. અત્યારે જે કાયદો અમલમાં છે તેની જોગવાઈ વડે રિઝર્વ બેંક આ સ્ટર્લિંગ-જામીનગીરીની સામે હિંદમાં રૂપિયાની નોટ છાપવા લાગી. સ્વાભાવિક રીતે જ આ નોટો હિંદી સરકારના ખાતામાં જમા કરવામાં આવતી. હિંદી સરકાર માટે આ નવી ખરીદશક્તિ વડે દેશભરમાંથી યુદ્ધસામગ્રી ખરીદ કરવાનું શક્ય થતું.

### (૫) સ્ટર્લિંગ-કરજના ભરણા તથા સ્ટર્લિંગ-જામીનગીરીની સામે છપાતી ચલણી નોટની નાણાબજાર ઉપર થતી અસર

રૂપિયાની નવી લોન ઊભી કરીને જે રીતે સ્ટર્લિંગ-કરજનું ભરણું કરવામાં આવ્યું તેથી હિંદના નાણાબજારમાંથી ચલણી નાણાનો

ઘટાડો થયો, કારણકે હિંદીઓ જ્યારે નવી લોન ખરીદે ત્યારે સ્વાભાવિક રીતે જ તેમની પાસેનાં નાણાંમાં ઘટાડો થાય જ; જ્યારે સ્ટર્લિંગ-જામીનગીરીની સામે નવી ચલણી નોટો છપાવાથી ચલણમાં ફુગાવો આવ્યો. સ્ટર્લિંગ-કરજના ભરણાથી પરિણામ એ આવ્યું કે હિંદમાં રૂપિયાની લોન લોકોએ ખરીદવાથી નાણાંનો જથ્થો લોકો પાસેથી સરકાર પાસે ગયો.*

નોટ-ચલણમાં વધારો થતાંની સાથોસાથ લોકોના હાથમાંથી રૂપિયાની લોન ખરીદવાના રસ્તે ચલણી નાણું ઘટતું; એને પરિણામે ભાવોમાં વધારો થતો સહેજ અટકતો અગર ધીમો થતો. એટલે રૂપિયાની લોનથી ચલણી નોટોએ ઊભો કરેલ ફુગાવો થોડો વખત ઢંકાઈ રહેતો, પણ હવે ફુગાવાની અસરની તીવ્રતા આપણે પૂરેપૂરી અનુભવીએ છીએ.

લડાઈ જેમ જેમ લંબાતી જાય છે તેમ તેમ બ્રિટિશ સરકાર વતી વધારે ને વધારે યુદ્ધ-સામગ્રી હિંદી સરકારે હિંદમાં ખરીદવી પડે છે. તેને પહોંચી વળવા હવે હિંદી સરકાર વધારે નોટ છાપતી

---

* રૂપિયાની લોન અને સ્ટર્લિંગ-કરજના ભરણા વચ્ચેનો સંબંધ દેખીતો સ્પષ્ટ છે. સ્ટર્લિંગ-કરજનું ભરણું નવી સ્ટર્લિંગ-મિલકતમાંથી થયેલું હોવાથી વાસ્તવિક રીતે રૂપિયાની લોન ઊભી કરવાની જરૂર નહોતી. પરંતુ યુદ્ધખર્ચાને અંગે હિંદી સરકારના અંદાજપત્રમાં જે ખાધ પડતી તે પૂરવા માટે આ લોન ઊભી કરવામાં આવી. અગાઉ આપણે જોઈ ગયા તેમ રૂપિયાની લોન ઊભી કરવાથી ચલણી નાણામાં ઘટાડો થયો અને હજુ પણ ભવિષ્યમાં વધારે લોન ઊભી કરવામાં આવે તો ચલણી નાણામાં ઘટાડો કરી શકાય. હવે હિંદ ઉપર વધારે સ્ટર્લિંગ-કરજ નથી એટલે તેના ભરણાનો પ્રશ્ન રહેતો નથી, એટલે રૂપિયાની નવી લોન ન ઊભી કરી શકાય તેવું કાંઈ છે નહિ. આગળ ઉપર બતાવવામાં આવ્યું છે કે ભવિષ્યમાં યુદ્ધ-સામગ્રી ખરીદવા માટે નાણાંની જોગવાઈ કરવા માટે આ એક સુલભ માર્ગ છે.

જાય છે કારણ કે હવે સ્ટર્લિંગ-કરજનું ભરણું ધીમે ધીમે પૂરું થતું જાય છે.

નીચેના કોષ્ટક ઉપરથી સ્ટર્લિંગ-કરજમાં થતો ઘટાડો અને તેની સામે છપાતી નોટનો વધારો સમજાશે. જો કે રૂપિયાની જામીનગીરીની સામે છપાતી નોટનો આમાં સમાવેશ કરવામાં આવ્યો નથી:

| વર્ષ | સ્ટર્લિંગ-કરજમાં થતો ઘટાડો (રૂ. કરોડમાં) | સ્ટર્લિંગ-જામીનગીરીમ થતો વધારો (રૂ. કરોડમાં) |
|---|---|---|
| ૧૯૩૯-૪૦ | ૨૬·૬૧ | ૧૧·૪૪ |
| ૧૯૪૦-૪૧ | ૯૭·૫૬ | ૫૧·૬૫ |
| ૧૯૪૧-૪૨ | ૧૬૪·૯૩ | ૭૫·૪૭ |
| ૧૯૪૨-૪૩ (અંદાજ) | ૧૮૦·૦૦ (૧૯૪૩ના માર્ચની આખર સુધીનો આંકડો) | ૨૩૯·૩૯ (૧૯૪૨ના ડિસેંબરની તા. ૨૫ સુધીનો આંકડો) |

## (૬) કૃત્રિમ ખરીદશક્તિ

હવે જ્યારે સ્ટર્લિંગ-કરજનું ભરણું વધારે રહ્યું નથી ત્યારે જો હિંદી સરકાર દર અઠવાડિયે કરતી આવી છે તેમ નવી નવી વધારે નોટ છાપતી જાય તો તેની શી અસર થાય તે આપણે તપાસીએ. આનો અર્થ તો એ થાય કે જેમ જેમ નાણાંની જરૂર પડતી જાય તેમ તેમ છાપખાનાની મદદ વડે સરકાર કૃત્રિમ ખરીદશક્તિ ઊભી કરતી જાય. ગઈ લડાઈમાં ઘણા દેશોએ આ માર્ગ અખત્યાર કર્યો હતો. ગઈ લડાઈ દરમિયાન ઘણા દેશોએ નોટો છાપી છાપીને પ્રજા પાસેથી માલ ખરીદ્યે જ રાખ્યો. છેવટે જે કાગળની ઉપર નોટ છપાતી તે કાગળની કિંમત જેટલી કિંમત ચલણી નોટની થઈ

ગઈ અને પરિણામે બધી વસ્તુઓના ભાવ હદ ઉપરાંતના વધી ગયા. હિંદી સરકારની નોટ છાપવાની રીત પણ આના જેવી જ છે, કારણ તે પણ પોતાના લાભમાં કૃત્રિમ ખરીદશક્તિ ખડી કરે છે અને પરિણામે દેશભરમાં ભાવ ઝપાટાબંધ ઊંચા થાય છે. જો કે આમાં બે તફાવત છેઃ (૧) ૬૦૦૦ માઈલ દૂર (લંડનમાં) રખાયલી સ્ટર્લિંગ-જામીનગીરીનો હિંદની ચલણી નોટને ટેકો છે અને (૨) અમુક સ્થિતિસ્થાપક યોજનાને અંગે ચલણી નોટના વધારા ઉપર એક પ્રકારનો અંકુશ છે.

જો કે લંડનની સ્ટર્લિંગ-જામીનગીરી કાંઈ હિંદની ચલણી નોટની સદ્ધરતા માટે કોઈ રીતે પ્રત્યક્ષ ઉપયોગી નથી; દા. ત. બૅંક ઑફ ઈંગ્લંડ પાસે અનામત તરીકે પડી રહેતું સોનું ત્યાંની પાઉંડની નોટની સદ્ધરતા માટે કારણભૂત નથી. રિઝર્વ બૅંક અનામત તરીકે શું રાખીને નોટ છાપે છે તેના ઉપર કાંઈ નોટની કિંમત ટકી રહી નથી. નોટનો ઉપયોગ આપણે માલ ખરીદવામાં કરીએ છીએ અને માલના પ્રમાણ કરતાં ચલણી નોટનું પ્રમાણ જો ખૂબ જ વધી જાય તો નોટની આંતરિક કિંમત (માલ ખરીદ કરવાની શક્તિ) ઘટે અને માલના ભાવ તેટલા જ વધે. રૂપિયાની આંતરિક ખરીદ-શક્તિ અગર દેશની અંદરની વસ્તુને આ લાગુ પડે છે કે જેની સાથે પ્રજાના બહોળા વર્ગને વધારે સંબંધ છે. રૂપિયાના હૂંડિયામણના દર અને સ્ટર્લિંગ-મિલકતની સાથે આ પ્રશ્નને શો સંબંધ છે તે આગળ ઉપર જોઈશું.

ગઈ લડાઈ દરમિયાન અમુક દેશોએ ફુગાવાની નીતિ અખત્યાર કરી હતી તેમાં અને હિંદી સરકારની નીતિમાં બીજો એક એ તફાવત છે કે ચલણી નોટના વધારા-ઘટાડાનો આધાર અમુક ચોક્કસ સ્થિતિસ્થાપક તત્ત્વો ઉપર છે. ગઈ લડાઈ દરમિયાન અમુક દેશોએ તો કૃત્રિમ ખરીદ-શક્તિ વડે જ યુદ્ધ-ખર્ચાને પહોંચી વળવા પ્રયત્ન કર્યો, જ્યારે

હિંદી સરકાર કર-વેરા વધારીને અગર લોન ઊભી કરીને યુદ્ધ-ખર્ચાને પહોંચી વળવાની કાંઇક વ્યવહારુ નીતિ અખત્યાર કરવા પ્રયત્ન કરે છે. આપણે અગાઉ જોઇ ગયા કે યુદ્ધ-ખર્ચાને અંગે કહેવાતી ઊભી થતી લોન આપણા રાષ્ટ્રીય કરજમાં કાંઇ વધારો કરતી નથી; કર-વેરા વધારતાં છતાં આપણા અંદાજપત્રમાં જે ખાધ રહે છે તે ખાડો પૂરવાનું કામ જ આ લોન કરે છે.

બ્રિટિશ સરકારને માટે યુદ્ધ-સામગ્રી ખરીદવા સારુ હિંદી સરકાર ફુગાવાની નીતિ તરફ ઘસડાઈ રહી છે. બ્રિટિશ સરકાર અને મિત્ર-રાષ્ટ્રની સરકારોને હિંદમાંથી કેટલી યુદ્ધ-સામગ્રી જોઈએ છે તથા હિંદી સરકાર કેટલી પૂરી પાડી શકે છે તેના ઉપર આ યુદ્ધ-ખર્ચનો આધાર છે.

હિંદ જે યુદ્ધ-સામગ્રી કે સેવા બ્રિટનને પૂરી પાડે છે તેના બદલામાં હિંદને ખાતે સ્ટર્લિંગ જમા થાય છે અને તે પાયા ઉપર કાયદેસર રીતે હિંદમાં રિઝર્વ બેંક ચલણી નોટ છાપે છે. એટલે એક જોતાં તો એમ કહી શકાય કે, વધારે નોટો છાપવા માટે રિઝર્વ બેંક ઉપર એટલો અંકુશ તો છે જ કે તેની પાસે સ્ટર્લિંગ-જામીનગીરી તો હોવી જ જોઈએ. પરંતુ આ અંકુશ આપણા કાબૂની બહાર છે, અને સ્ટર્લિંગ-જામીનગીરીમાં અચાનક વધારો થઈ જવાનો પણ સંભવ છે. એટલે, ખરું જોતાં તો, સરકારી જામીનગીરીની વધ-ઘટનો આધાર યુદ્ધ-પરિસ્થિતિ ઉપર અવલંબે છે, અને હિંદની ભૌગોલિક રચના એવી કુદરતી અને મધ્યસ્થ છે કે પૂર્વ તથા પશ્ચિમના દેશો તેની પાસેથી યુદ્ધસામગ્રી સહેલાઈથી મેળવી શકે તેમ છે અને જાપાન સામે લડવા માટે તો હિંદને સમરાંગણ બનાવી શકાય તેમ હોવાથી સ્ટર્લિંગ-જામીનગીરીનું પ્રમાણ વધીને ક્યાં પહોંચશે તેની કલ્પના પણ આજે તો થઈ શકે નહિ. વળી, બીજું એક નવું તત્ત્વ આ દિશામાં તાજેતરમાં ઉમેરાયું છે. અમેરિકન સૈનિકો હિંદમાં મોટી

સંખ્યામાં હમણાંથી રહેતા હોવાથી તેમને માટેની ખાદ્યખોરાકી તથા ઈતર જરૂરિયાતો પૂરી પાડવા પાછળ પણ હિંદી સરકારને સારી એવી રકમની જરૂર પડશે, જે વાતનો વિગતથી ઉલ્લેખ આપણે આગળ ઉપર કરીશું.

## (૭) ફુગાવો–તેના નગ્ન સ્વરૂપમાં

જે બે રીતે નાણું ઊભું થાય છે તે આપણે જોઈ ગયા. એક તો લોન ઊભી કરીને કે જેથી લોકોના હાથમાંનું ચાલુ નાણું યુદ્ધ-ખર્ચા તરફ વળે છે, બીજી રીત સ્ટર્લિંગ–જામીનગીરીની સામે છપાતી ચલણી નોટો કે જેને પરિણામે ફુગાવો થાય છે. આ દિશામાં, આગળ જણાવ્યું તેમ, નોટ છાપવા માટે સ્ટર્લિંગ–જામીનગીરી અનામત તરીકે રાખવી આવશ્યક છે એટલા પૂરતો અંકુશ છે. જ્યારે એક ત્રીજો જ રસ્તો એવો છે કે જે વડે અમર્યાદિત સંખ્યામાં રૂપિયાની માગને સરકાર પહોંચી શકે છે. સરકારી તિજોરી–હૂંડીઓની સામે નોટ છાપીને આમ થવું શકય છે. ચોક્કસ આવક મેળવી શકવાને થોડી વાર હોય તો ટૂંક મુદત માટે સરકાર તિજોરી–હૂંડી દ્વારા બે-ત્રણ મહિના માટે લોન દ્વારા નાણું મેળવે છે તેને તિજોરી–હૂંડી કહેવાય છે, અને મુદત પાકતાં હૂંડી ખરીદનારને પૂરી રકમ આપી સરકાર હૂંડી પાછી લઈ લે છે. બેંકો તથા જે વર્ગને ટૂંક મુદત માટે પોતાનું નાણું સહીસલામત રીતે રોકવું હોય તેમને માટે તિજોરી–હૂંડીઓ ખરીદવી બહુ અનુકૂળ થઈ પડે છે, પરંતુ જો રિઝર્વ બેંક તિજોરી–હૂંડીઓને અનામત તરીકે ગણી તેની સામે ચલણી નોટો છાપવા માંડે તો તો એનો અર્થ એ જ થયો કે સરકારની કબૂલત–ચિઠ્ઠીઓ દેવા ઉપર રિઝર્વ બેંક હિંદી સરકાર માટે ખરીદ–શક્તિ ઊભી કરે છે. પ્રાથમિક દૃષ્ટિએ જ હિંદી સરકાર માટે નાણું ઊભું કરવા માટે આ એક સહેલામાં સહેલી રીત કહેવાય અને આ રીતે નાણું ઊભું કરવા તરફ તે જરૂર લલચાય જ. સરકારને આ માટે ફક્ત

કબૂલત-ચિઠ્ઠીઓ અગર તિજોરી-હૂંડીઓ છાપવા માટે કાગળ જ જોઈએ, અને તેની સામે નોટો છાપવા માટે પણ રિઝર્વ બૅંકને ફક્ત કોરા કાગળની જ જરૂર રહે—બીજા શબ્દોમાં કહીએ તો, આ રીતે ચલણી નોટો છપાય એના કરતાં બીજી કઈ નગ્ન રીત ફુગાવાની હોઈ શકે?

આ રીતે નોટ છાપવાનું સરળ બને તેટલા ખાતર સને ૧૯૪૧ના ફેબ્રુઆરીમાં એક એવો ઑર્ડિનન્સ પસાર કરવામાં આવ્યો કે રિઝર્વ બૅંકના ચલણખાતામાં રૂપિયાની જામીનગીરી અમુક જ પ્રમાણમાં રાખી શકાય તે અંગે જે મર્યાદા હતી તે દૂર કરવામાં આવી. રિઝર્વ બૅંક એક્ટની ૩૩ કલમની પેટા-કલમ (૩)માં એવું ઠગવવામાં આવ્યું છે કે રિઝર્વ બૅંકના ચલણખાતામાં તે ખાતાની કુલ મિલકતના ફક્ત ચોથા ભાગ જેટલી જ અગર રૂ. ૫૦ કરોડની કિંમતની—આ બેમાં જેની વધારે કિંમત હોય તેટલી જ—રૂપિયાની જામીનગીરી રાખી શકાય. પરંતુ ઑર્ડિનન્સથી જ્યારે આ મર્યાદા દૂર કરવામાં આવી ત્યારે સને ૧૯૪૦-૪૧માં ચલણખાતામાં રૂ. ૨૩.૭૪ કરોડની તિજોરી-હૂંડીઓ હતી જે વધીને એકદમ સને ૧૯૪૧-૪૨માં રૂ. ૮૮.૪૭ કરોડ જેટલી થઈ ગઈ. સ્ટર્લિંગ-જામીનગીરીની સામે નોટો છાપવી એની અસર એકદમ જણાઈ આવતી નથી, કારણ કે ગમે તેમ તોયે આ નોટો અસ્તિત્વ ધરાવતી મિલકતની સામે છપાયેલી હોય છે; પરંતુ તિજોરી-હૂંડીઓની સામે રિઝર્વ બૅંક નોટ છાપે એનો અર્થ તો એ જ કે સરકાર પોતાની ઉપર દેવું કરે તે દેવાના પાયા ઉપર ચલણી નોટો છપાય. આ પ્રકારનો ફુગાવો ગઈ લડાઈ દરમિયાન યુરોપના દેશોમાં સામાન્ય વસ્તુ થઈ પડી હતી અને તેને ખૂબ જ ધિક્કારવામાં આવ્યો હતો, કારણકે તે દેખીતી રીતે જ ભયંકર વસ્તુ છે. આપણા દેશમાં આ જ પ્રકારના ફુગાવાની નીતિ હિંદી સરકાર અનુસરી રહી છે.

## (૮) આયાત કરતાં માલની વધારે થતી નિકાસ

લડાઈ શરૂ થઈ ત્યારથી હિંદ બહારથી માલની આયાત કરે છે તેના કરતાં નિકાસ વધારે કરે છે (સરકારી આયાત–નિકાસ બાદ કરતાં) તેથી રૂપિયાની માગણીમાં વધારો થાય છે અને પરિસ્થિતિ વધારે મુશ્કેલ બને છે. નીચેના આંકડા ઉપરથી આપણને જણાય છે કે હિંદમાંથી આયાત કરતાં વધારે માલ નિકાસ થાય છેઃ

| વર્ષ | આયાત કરતાં નિકાસનો વધારો (રૂ. લાખમાં) |
|---|---|
| ૧૯૩૮–૩૯ | ૧૬૮૪ |
| ૧૯૩૯–૪૦ | ૪૮૨૯ |
| ૧૯૪૦–૪૧ | ૪૧૮૮ |
| ૧૯૪૧–૪૨ | ૭૯૬૦ |
| (એપ્રિલથી સપ્ટેંબર ૧૯૪૨) | ૩૯૬૬ |

સને ૧૯૪૧–૪૨ના વર્ષમાં થયેલો વધારો ધ્યાન ખેંચનારો છે અને સને ૧૯૪૨–૪૩ના પહેલા પાંચ માસના આંકડા ઉપરથી કહી શકાય કે આ વધારો ચાલુ રહેશે.

આયાત કરતાં નિકાસ વધારે થાય છે તેના બદલામાં કોઈ માલ તો આપણે મેળવતા નથી એટલે તેટલા વધારા પૂરતા નિકાસના માલની કિંમત નિકાસ કરનારને ચૂકવવા માટે વધારે રૂપિયાની માગ ઊભી થાય છે અને લડાઈ ચાલુ રહે ત્યાં સુધી આ માગ વધતી રહેશે. પરદેશથી માલ હિંદમાં આયાત કરવા માટે જે અંકુશ છે તે નિકાસ ઉપરના અંકુશ કરતાં વધારે કડક હોવાને અંગે પણ નિકાસ વધારે થતી હોય. સામાન્ય રીતે હિંદ હમેશાં આયાત કરતાં નિકાસ વધારે જ કરે છે અને તેને જ અંગે ઈંગ્લંડની અંદર આપણે જે સ્ટર્લિંગના રૂપમાં ભરણું કરવાનું હોય છે તે કરી શકાય છે.

અત્યારે તો ઊલટાનું આપણે ઈંગ્લંડથી નાણું લેવાનું રહે છે અને ભવિષ્યમાં આપણે સ્ટર્લિંગમાં ભરવાના ભરણામાં ઘટાડો થશે કારણ કે હિંદ ઉપરનું સ્ટર્લિંગ-કરજ લગભગ ભરપાઈ થવા આવ્યું છે.

## (૯) વધારે ને વધારે નિકાસ થતી ખાદ્ય-ખોરાકીની વસ્તુઓ અને સુતરાઉ માલ

નિકાસની બાબતમાં બીજી પણ એક અયોગ્ય ઘટના નજરે ચડે છે. ખાદ્યખોરાકીની વસ્તુઓ જેવી કે અનાજ, દાળ, લોટ, ખાંડ અને ચાની નિકાસમાં વધારો થયા કરે છે. સૂતર અને સૂતરના કાપડની બાબતમાં પણ એ જ પ્રમાણે નિકાસમાં વધારો થયો છે. નીચેના આંકડા આ બાબતની સાક્ષી પૂરે છેઃ

**આયાત કરતાં નિકાસનો વધારો**

( આંકડા લાખ રૂપિયામાં )

| વર્ષ | ખાદ્યખોરાકીની વસ્તુઓ | સુતરાઉ માલ |
|---|---|---|
| ૧૯૩૯-૪૦ | ૬૭૯ | ૫૦૭ |
| ૧૯૪૦-૪૧ | ૧૯૪૦ | ૬૧૭ |
| ૧૯૪૧-૪૨ | ૩૪૮૦ | ૩૧૨૦ |
| ૧૯૪૨ એપ્રિલથી સપ્ટેંબર | ૧૯૧૪ | ૨૨૬૫ |

ઉપરના આંકડામાં ફક્ત વેપારી પેઢીઓ મારફત જે નિકાસ થાય છે તેનો જ સમાવેશ કરવામાં આવ્યો છે, જ્યારે સરકાર પોતે આ વસ્તુઓ મોટા પાયા ઉપર નિકાસ કરતી હશે કે જેના આંકડા બહાર પાડવામાં આવતા નથી. આજકાલ આપણે જીવનને જરૂરી એવી આ વસ્તુઓની પુષ્કળ અછત જોઈએ છીએ તે માટેનું કારણ આપણને અહીં મળી રહે છે. વિચિત્રતા એટલી જ છે કે આ

વસ્તુઓની વધતી નિકાસ એ વસ્તુની અછત દેશમાં ઊભી કરે છે અને સાથે જ એ માલ પરદેશ જતાં લંડનમાં હિંદ ખાતે સ્ટરલિંગ જમા થાય છે અને તેની સામે આપણે ત્યાં નોટ છપાતાં ચલણનો ફુગાવો થાય છે. આને પરિણામે વળી અછતવાળી વસ્તુના ભાવમાં કોઈ ઓર વધારો થાય છે.

## (૧૦) સોના અને ચાંદીની નિકાસ

લડાઈની શરૂઆતનાં વર્ષોમાં હિંદમાંથી સોના અને ચાંદીની નિકાસ મુખ્યત્વે અમેરિકા માટે થઈ હતી તે વાતનો ઉલ્લેખ આ જગ્યાએ અસ્થાને નહિ ગણાય. આ નિકાસના બદલામાં અમેરિકામાંથી ડોલર મેળવવામાં આવ્યા હતા કે જેને બ્રિટિશ સરકારને નામે ચઢાવી દેવામાં આવ્યા હતા. બ્રિટીશ સરકારે બદલામાં તેટલી કિંમતના સ્ટર્લિંગ હિંદને ખાતે જમા કર્યા અને જે લોકોએ હિંદમાંથી સોનું વેચ્યું હતું તેને નાણું ચૂકવવા માટે રિઝર્વ બૅંક નવી નોટો ચલણમાં મૂકી. તેવી જ રીતે હિંદી સરકારે ચાંદીનો અમુક જથ્થો ઇંગ્લંડ મોકલાવ્યો હતો અને બ્રિટિશ સરકારને એ ચાંદી એવા ભાવે વેચી કે જે ભાવને અંગે ઉગ્ર ટીકા પણ થઈ હતી. આ ચાંદીના બદલામાં પણ હિંદને ખાતે બનતાં સુધી તો લંડનમાં સ્ટર્લિંગ જમા કરવામાં આવ્યા હશે, એટલે ફરી આપણે એ ને એ પરિસ્થિતિ નિહાળીએ છીએ કે સોના અને ચાંદીની નિકાસથી તે વસ્તુના જથ્થામાં ઘટાડો થાય છે, ચલણમાં વધારો થાય છે, પરિણામે સોના અને ચાંદીના ભાવ પણ ઊંચા ચડે છે.

## ૩

# ફુગાવામાંથી ઊપજતાં અનિષ્ટો

## (૧) ફુગાવાની વ્યાખ્યા

દેશની અંદર માલનું ઉત્પાદન જે ગતિથી વધતું હોય તેના કરતાં જ્યારે વધારે ગતિથી નવું ચલણી નાણું બહાર પડે ત્યારે ચલણમાં ફુગાવો આવ્યો કહેવાય છે. પ્રમાણમાં ઓછા માલનાં ખરીદ–વેચાણ માટે નાણાંનું પ્રમાણ વધતાં નાણાંની કિંમત ઘટે છે, અગર બીજી રીતે કહીએ તો, વસ્તુના ભાવમાં વધારો થાય છે. આવું વલણ લાંબા વખત સુધી ચાલુ રહે અને તેને માટેનાં કારણો પણ જોર પકડતાં રહે તો ફુગાવો ભયાનક સ્વરૂપ ધારણ કરે છે. થોડા વખતથી હિંદમાં ચલણનો ફુગાવો શરૂ થઈ ગયો છે અને આજે તો તેણે ગંભીર રૂપ લીધું છે તે વાતની ના પાડી શકાય તેમ નથી. સને ૧૯૩૯ના ઑગસ્ટમાં રૂ. ૧૭૯ કરોડની નોટ ચલણમાં હતી તે આજે વધીને રૂ. ૬૦૦ કરોડ જેટલી, એટલે કે ત્રણગણી, વધી ગઈ છે. માલનું ઉત્પાદન પણ ત્રણગણું થઈ ગયું છે એમ તો કહી શકાય એમ જ નથી. પરિણામે ભાવો ખૂબ વધી પડ્યા છે અને વધતા જ જાય છે. રૂપિયાની કિંમતમાં ઘટાડો થયો છે અને ફુગાવાની નીતિ ચાલુ રહેશે ત્યાં સુધી દિનપ્રતિદિન ઘટાડો જ થયા કરશે.

સને ૧૯૪૨ના ઑગસ્ટમાં રિઝર્વ બૅંકની વાર્ષિક સભામાં સર

જેમ્સ ટેલરે એ વાતનો સ્વીકાર કર્યો હતો કે હિંદમાં વસ્તુઓના ભાવમાં સારો એવો વધારો થયો છે, પણ સાથોસાથ તેમણે એવો મત પ્રદર્શિત કર્યો કે ચલણમાં વધારો થવાની સાથે આ ભાવ-વધારાને કાંઈ સંબંધ નથી. તેમણે એવી દલીલ રજૂ કરી કે બ્રિટિશ સરકાર આપણે ત્યાંથી મોટા પાયા ઉપર માલની ખરીદી કરે છે તેના બદલામાં હિંદને સ્ટર્લિંગ આપે છે અને તેના બદલામાં રૂપિયા ચલણમાં મુકાય છે તેને અંગેનું એ અનિવાર્ય પરિણામ છે. તેમનું માનવું એવું છે કે બ્રિટન તરફથી આપણા માલનું ભરણું સ્ટર્લિંગથી થાય છે એ કુદરતી છે, અને તેથી રૂપિયામાં વધારો કરવાનું ટાળી શકાય તેમ નહોતું. તેમણે સાથે એ પણ કહ્યું કે આ નવી ઊભી થતી ખરીદ-શક્તિની સાથોસાથ જો દેશનું ઉત્પાદન ન વધે તો વસ્તુના ભાવ જરૂર વધશે. પરંતુ આનું નામ ફુગાવો નહિ તો બીજું શું? માલનું ઉત્પાદન એટલું બધું નથી વધ્યું અને ચલણના વધારા જેટલું ન જ વધી શકે, એટલે આવી ભ્રામિક દલીલોથી ફુગાવાને ઢાંકી શકાય તેમ છે જ નહિ.

## (૨) ફુગાવાની આર્થિક-નાણાકીય અસર

ફુગાવાને પરિણામે વસ્તુઓના ભાવો ઊંચા ને ઊંચા ચઢતા જાય છે તેને લીધે સમાજના બહોળા વર્ગના આર્થિક જીવન ઉપર એક સજ્જડ ફટકો પડે છે, કારણ કે ભાવ વધવાની સાથે તેમની ખરીદ-શક્તિ ઘટતાં તેઓ તો બીચારા દિવસે દિવસે ગરીબ થતા જાય છે. ભાવનો ઉત્તરોત્તર વધારો એટલે રૂપિયાની ખરીદ-શક્તિમાં ઘટાડો, રૂપિયો જેટલો નીચો પડે તેટલા વસ્તુઓના ભાવો ઊંચા ચડે. લડાઈ પહેલાંના વખતની સરખામણીમાં આજે રૂપિયાની કિંમત અડધા કરતાંય ઓછી થઈ તો ગઈ જ છે, હજુય જો ભાવો વધ્યે જ જશે તો રૂપિયાની આજની કિંમતમાં પણ ઘટાડો થશે. જે વર્ગની આવક બાંધેલી છે-દા. ત. નોકરિયાતો અને મજૂરો-તેમની તો માઠી જ

દશા છે; કારણ કે તેમની આવક પહેલાંના જેટલી જ રહી હોવા છતાં એટલી જ આવકથી આજે બજારમાંથી પહેલાંના કરતાં અડધોય માલ ખરીદી શકાતો નથી. આ વર્ગ પોતાની આવક વધારી પણ શકતો નથી. વ્યવસ્થિત મજૂર મહાજનો દ્વારા મજૂરો વધારે પગારની માગણી કરે છે અને લાંબે ગાળે તેમાં થોડી સફળતા પણ મેળવે છે, પણ એ થોડો વધારો તો અમુક જરૂરી વસ્તુની ખરીદીમાં ખર્ચાઈ જવાનો—કંઈ બચત તરીકે તે રાખી મૂકવાનો નથી—એટલે જ્યારે એ વધારાની ખરીદશક્તિથી વસ્તુઓની માગમાં વધારો થાય છે ત્યારે અર્થશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંત મુજબ તેના ભાવમાં વધારો થાય છે અને પરિસ્થિતિ ઊલટાની વિકટ બને છે. છૂટાછવાયા નોકરિયાતો અને મજૂરોની આવક કશી વધતી નથી. તે વર્ગને તો ભાવનો ઉત્તરોત્તર વધારો ભૂખમરા તરફ જ ધસડી જાય છે.* પાછલી બચત હોય તો તેના ઉપર નભે, નહિ તો ભૂખ્યા રહે. ચાલુ વખતમાં જે સોદાઓ તથા કરારો થાય કે જે ભવિષ્યમાં પાળવાના હોય તેમાં તો ફુગાવાને અંગે લેણદારને સોસવાનું જ રહે, કારણ દિવસો જતાં રૂપિયાની કિંમત તો ઘટી ગઈ હોય, એટલે આજના સો રૂપિયા ભવિષ્યમાં પચાસ રૂપિયાનો માલ માંડ ખરીદ કરી શકે. આધુનિક આર્થિક રચનાના મૂળ પાયા ઉપર ચલણનો ફુગાવો કારી ઘા સમાન નીવડતો હોવાથી તેની ભયાનકતાને આગળથી પામી જઈને યુરોપના દેશોએ તેને અળગો રાખવા આ વખતે પૂરતી કાળજી સમયસર લીધી છે. અમુક લોકોના હાથમાં પુષ્કળ નાણું એકઠું થાય કે જે ખરેખર તો ફુગાવાને અંગે જ થયું હોય પણ તેથી એ વર્ગ ઉપર સમૃદ્ધિની ખોટી છાપ પડે છે, જ્યારે ખરેખર તો તે સમૃદ્ધિ તો ફક્ત કાગળિયાં-દોલતની બનેલી હોય છે કે જેની કિંમતની અંદર દર મિનિટે ઘટાડો થતો

---

* સરકારી તથા અર્ધ–સરકારી નોકરોને મોંઘવારી–ભથ્થું આપવામાં આવ્યું છે તે રકમને અને ભાવ–વધારાને કશો જ સંબંધ નથી. મોંઘવારી–ભથ્થું તો ફક્ત નામનું જ અપાય છે.

હોય છે. વખત જતાં એ વર્ગને ખબર પડે છે કે તેમની પાસેનાં નાણાંની ખરી કિંમત–ખરીદશક્તિ–તો ઘટતી જાય છે અને સરવાળે તેઓ ધારતા હતા એટલા શ્રીમંત તો તેઓ નથી જ. જાણીબૂજીને ઊભા કરેલા ફુગાવામાંથી છૂટવા માટે વહેલો કે મોડે રૂપિયાને પોતાની મૂળ કિંમત ઉપર લાવવા માટે ચલણુ ઘટાડવા પગલાં લેવાં જ પડશે. સને ૧૯૧૮ પછી ઇંગ્લંડમાં આવાં પગલાં આફતકારી નીવડયાં હતાં, કારણ તેથી તો વેપાર-ઉદ્યોગમાં સજ્જડ મંદી અને બેકારી જ ફાટી નીકળે છે. હિંદ જેવા ખેતીપ્રધાન દેશમાં તો તેથીય વધુ વિનાશક ઘટનાઓ બને, કારણકે ખેતીની પેદાશ કાંઈ ચલણમાં ઘટાડો થતાં તુરત ઘટાડી શકાતી નથી, અને ફુગાવો વધતાં વધતાં કાબૂથી બહાર ગયો પછી તો ગઈ લડાઈ બાદ જર્મનીની જે બૂરી દશા થઈ હતી તેમ દેશની નાણાકીય સ્થિતિ હાથમાં જ રહેતી નથી. એ કોણ નથી જાણતું કે ગઈ લડાઈ દરમિયાન જર્મન સરકારે ચલણમાં હદ ઉપરાંતનો ફુગાવો કર્યો હતો તેને પરિણામે અસંખ્ય જર્મન કુટુંબો બીચારાં વિના વાંકે ભૂખે મરી સબડીને મરી ગયાં હતાં અને આનો લાભ લઈને જ જર્મન રાજકારણના તખ્તા ઉપર નાઝી–પક્ષ સબળ થયો હતો.

### (૩) માલના સંઘરાની વૃત્તિને ફુગાવાથી મળતો ટેકો

ફુગાવાથી માણસો માલનો અને ખાસ કરીને અનાજનો સંઘરો કરવાની વૃત્તિ તરફ વળે છે. દિનપરદિન ભાવો વધતા હોય છે એટલે હજુય વધારે સારો ભાવ ઊપજશે એવી આશાએ માણસ માલને પૂરી જ રાખે છે. ગ્રાહક પણ 'આવતીકાલના ભાવ કોણ જાણે ક્યાં પહોંચ્યા હશે' એમ ધારી બને તેટલો વધારે જથ્થો મેળવી ભરી રાખે છે. વેપારીઓ સારો ભાવ ઉપજાવવા અને ગ્રાહકો કાલના ઊંચા ભાવની ચિંતામાંથી મુક્ત થવા આજકાલ દેશભરમાં જે સંઘરો કરી રહ્યા છે તે ફુગાવાનું જ સીધું પરિણામ છે. આમ બજારમાં કૃત્રિમ અછત ઊભી થાય છે અને ગરીબવર્ગ ભૂખે મરે છે. સરકાર માપબંધી

અને ભાવનિયમન કરી આમ થતું અટકાવવા ધમપછાડા કરે છે, પણ જ્યાં સુધી દર્દને મૂળમાંથી દાબવામાં ન આવે ત્યાં સુધી ઉપરછલ્લા ઉપચાર નકામા જ નીવડે છે.

### (૪) ફુગાવો–એક જાતનો કર-વેરાનો પ્રકાર

ફુગાવો એ ખરાબમાં ખરાબ કર-વેરાનો પ્રકાર છે. સરકાર રોજ-બ-રોજ કરોડો રૂપિયાની નોટ મેળવી બજારમાંથી માલની ખરીદી કરે છે. આમ જૂના ચલણમાં રોજ વધારો થતાં ભાવો કૂદકે ને ભૂસકે આગળ વધે છે. સરકાર પોતાને જે માલની જરૂર હોય તે પ્રજાના હાથમાંથી ઉપાડી લે છે એટલે બજારમાં માલની અછત ઊભી થાય છે કે જેની અસર જુદી જુદી રીતે સમાજના દરેક વર્ગ ઉપર થાય છે. એમાંય ગરીબ અને મધ્યમવર્ગ તોબા પોકારી જાય છે કારણ કે તેમની આવકમાં વધારો થયેલો હોતો નથી અને તેમની ચાલુ આવકથી પહેલાંના કરતાં અડધો માલ પણ તેઓ ખરીદી શકતા નથી; પૈસાદારો તો મોટા કૉન્ટ્રાક્ટો રાખી ઊંચા ભાવે સરકારને માલ પૂરો પાડી એકના અનેકગણા મેળવી લે છે એટલે તે તો લહેર જ કરે છે. બીજા કર-વેરા તો ધનાઢ્યવર્ગ ઉપર બોજો નાખે છે, જ્યારે ફુગાવો તો સમાજના નીચલા થરને જ કચરે છે અને તેમનાં પેટ ઉપર પાટુ મારે છે.*

### (૫) હિંદ તથા બીજા દેશોમાં થયેલા ભાવ-વધારાની તુલના

ભવિષ્યની શક્યતાઓનો વિચાર કરતાં પહેલાં આ જગ્યાએ

---

* ફુગાવાને તો લૂંટ સાથે સરખાવી શકાય. કોઈની મિલકત છીનવી લેવાનું કામ બંને જ કરે છે, ફેર એટલો કે લૂંટ પ્રત્યક્ષ દેખી શકાય છે અને ફુગાવો પડદા પાછળ રહી કામ કરે છે; લૂંટારો અચાનક આવી છૂટી-છવાઈ ધાડ પાડે છે જ્યારે ફુગાવાની અસર ચાલુ જ રહે છે; લૂંટારાનો શિકાર તો બે-પાંચ જણ જ થાય છે જ્યારે ફુગાવો તો આખા રાષ્ટ્રને લૂટે છે; લૂંટારાને તો કાયદાની અદાલતમાં શિક્ષા માટે ખડો કરી શકાય પણ ફુગાવા ઉપર તો સરકાર મહોર મારી આપે છે.

કુગાવાની શી શી અસર થાય છે તેની વિગતમાં ઊતરવું વાજબી ગણાશે. ઇંગ્લંડ અને અમેરિકા કે જ્યાં હિંદ કરતાં વધારે બહોળા પ્રમાણમાં યુદ્ધને અંગે ખર્ચાઓ થાય છે ત્યાં ફુગાવો અટકાવવા વખતસર પગલાં લેવાયાં છે–લેવાઈ રહ્યાં છે તે વાત તરફ વાચકનું લક્ષ દોરવું જરૂરી છે. વધારે ઊંડા ઊતર્યા સિવાય પણ ફક્ત નીચેના કોષ્ટક તરફ દૃષ્ટિ ફેંકતાં જ હિંદ, અમેરિકા તથા ઇંગ્લંડમાં ભાવ–વધારો કેટકેટલા પ્રમાણમાં થયો છે તે સહેજે જણાઈ આવે છે :

### ભાવ–વધારાની ટકાવારી

[ અમુક બાબતમાં છેલ્લામાં છેલ્લા આંકડા મળી શક્યા નથી ]

| | ઇંગ્લંડમાં ઇકોનોમિસ્ટે તૈયાર કરેલ ટકાવારી સને ૧૯૨૯માં ૧૦૦ ટકા ગણીને | અમેરિકામાં ફેડરલ રિઝર્વ બુલેટીને આપેલ ટકાવારી સને ૧૯૨૬માં ૧૦૦ ટકા ગણીને | કલકત્તાની ટકાવારી (સને ૧૯૧૪ માં ૧૦૦ ટકા) | હિંદી સરકારના આર્થિક સલાહકારે તૈયાર કરેલ ટકાવારી (સને ૧૯૩૯માં ૧૦૦ ટકા) | મુંબઈની ટકાવારી (સને ૧૯૧૪ માં ૧૦૦ ટકા) |
|---|---|---|---|---|---|
| ૧૯૨૯ | ૧૦૦·૦ | ૯૫·૩ | ૧૪૧ | ... | ૧૪૫ |
| ૧૯૩૨ | ૮૭·૮ | ૬૪·૮ | ૯૧ | ... | ૧૦૯ |
| ૧૯૩૮ | ૯૫·૨ | ૭૮·૬ | ૯૫ | ... | ૧૦૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૩૯ | ૯૬·૪ | ૭૭·૧ | ૧૦૮ | ૧૨૧·૨ | ૧૦૯ |
| ૧૯૪૦ | ૧૧૩·૧ | ૭૮·૬ | ૧૨૦ | ૧૧૯·૬ | ૧૧૮ |
| ૧૯૪૧ | ૧૨૧·૪ | ૮૭·૩ | ૧૩૯ | ૧૨૯·૭ | ૧૩૭ |
| ૧૯૪૨ જાન્યુ. | ૧૨૨·૦ | ૯૬·૦ | ૧૫૫ | ૧૪૩·૭ | ૧૮૪ |
| ફેબ્રુ. | ૧૨૨·૦ | ૯૬·૭ | ૧૫૩ | ૧૪૫·૦ | ૧૯૪ |
| માર્ચ | ૧૨૧·૩ | ૯૭·૬ | ૧૫૩ | ૧૪૪·૨ | ૧૯૭ |
| એપ્રિલ | ૧૨૨·૦ | ૯૮·૭ | ૧૫૭ | ૧૪૬·૧ | ૧૯૬ |
| મે | ૧૨૧·૩ | ૯૮·૮ | ૧૬૯ | ૧૪૮·૪ | ૨૦૪ |
| જૂન | ૧૨૨·૦ | ૯૮·૬ | ૧૮૨ | ૧૫૫·૨ | ૨૨૨ |
| જુલાઈ | ૧૨૨·૬ | ૯૮·૭ | ૧૮૨ | ૧૫૯·૯ | ૨૨૫ |
| ઑગસ્ટ | ... | ૯૮·૯ | ૧૯૨ | ૧૬૦·૦ | ૨૨૮ |
| સપ્ટેંબર | ... | ૯૯·૩ | ૧૯૮ | ... | ... |
| ઑક્ટોબર | ... | ... | ૨૦૯ | ... | ... |
| નવેંબર | ... | ... | ૨૨૭ | ... | ... |
| ડિસેંબર | ... | ... | ૨૩૮ | ... | ... |

લડાઈ શરૂ થઈ તે અરસામાં ઇંગ્લંડ અને અમેરિકામાં જે અસાધારણ નીચા ભાવ પ્રવર્તતા હતા તે યુદ્ધ અંગેની પ્રવૃત્તિને અંગે ધીમે ધીમે ઊંચા આવવા લાગ્યા. ઇંગ્લંડમાં અમેરિકા કરતાં વધારે મુદતથી યુદ્ધ અંગેના ખર્ચાઓ શરૂ થયા છે એને અંગે સને ૧૯૪૧માં ભાવ–ટકાવારી સરેરાશ જેટલી થઈ ગઈ હતી અને સને ૧૯૪૨ના જુલાઈ સુધી તેટલી જ ચાલુ રહી છે. અમેરિકામાં સને ૧૯૪૨ના સપ્ટેંબર સુધી પણ ભાવ–ટકાવારી ૧૦૦ જેટલી થઈ શકી નથી. છેલ્લામાં છેલ્લા આંકડા મળતા નથી, પણ અમેરિકામાં હમણાં હમણાં ફુગાવો અટકાવવા માટે જે પગલાંઓ યોજાયાં છે તે ધ્યાનમાં લેતાં કહી શકાય કે અત્યારે અમેરિકાની ભાવ–ટકાવારી લગભગ ૧૦૦ જેટલી જ હશે–વધારે તો નહિ જ.

ગઈ લડાઈની આ બે દેશની પરિસ્થિતિ સાથે સરખાવતાં આ વખતના તેમના અનુભવો ખૂબ જ સુખદ કહી શકાય. આ બંને દેશના લોકોના સ્મરણમાં ગઈ લડાઈ દરમિયાન થયેલ ફુગાવાની માઠી અસર હજુ એવી જ તાજી છે અને માટે જ આ લડાઈની શરૂ-આતથી જ નાણાકીય નીતિને તેમણે એવી તો વ્યવસ્થિત પાયા ઉપર રાખી છે કે ચલણના ફુગાવાની પરિસ્થિતિ ઉપસ્થિત જ ન થાય. ભાવમાં અસાધારણ વધારો કર્યા સિવાય આ દેશોએ યુદ્ધ પાછળ ગંજાવર ખર્ચા કર્યા છે.

સૌથી પ્રથમ તો આ દેશોની સરકારોએ કર–વેરા બની શકે તેટલા વધારેમાં વધારે કરી દીધા અને લોકો વધારે બચત કરી યુદ્ધ અંગેની સરકારી લોનમાં આ નાણું રોકે તેવો એક પણ પ્રય-ત્ન અમલમાં મૂક્યા વિનાનો બાકી રાખ્યો નથી. રાષ્ટ્રીય આવકનો વધારે ને વધારે ભાગ યુદ્ધ–ખર્ચા પાછળ ખર્ચાય તે દૃષ્ટિ તેમણે નજર સમક્ષ રાખી. આ નીતિને અનુસરી પ્રો. કિન્સે બતાવેલ રસ્તે લિમિ-ટેડ કંપનીઓના ડિવિડન્ડ (શૅર ધરાવનારને મળતો કંપનીના નફાનો

ભાગ) ઉપર પણ તેમણે અંકુશ મૂક્યા. બ્રિટનની જે મિલકતો પર-દેશમાં હતી તેને વેચી નાખી તેનું નાણું ઉપજાવી લેવામાં આવ્યું તે પણ આ નીતિનો જ એક ભાગ છે. આમ કરીને પરદેશમાં બ્રિટિશ મિલકત ખરીદનાર પાસેથી જે નાણું મળ્યું તેના વડે તે દેશમાંથી યુદ્ધ-સામગ્રી ખરીદવામાં આવી એટલે દેશના આંતરિક અંદાજપત્ર ઉપરનો બોજો હળવો થયો અને તેટલા પૂરતી નવી નોટો છાપવી મટી. સાથોસાથ માપબંધી અને ભાવનિયમનની યોજનાઓ પણ અમલમાં મૂકવામાં આવી. પ્રજાએ બચત તથા કરકસરનાં આ સરકારી પગલાંઓમાં હાર્દિક સહકાર આપ્યો અને રાષ્ટ્રીય આફત કે જે પોતાના જ જીવન-મરણનો પ્રશ્ન છે તેને માટે સ્વાર્થત્યાગ પણ કર્યો. અમેરિકામાં પણ કર-વેરા તથા બચત વધારવાનાં પગલાં લેવામાં આવ્યાં. અમેરિકામાં તો ઇંગ્લંડ કરતાં પણ વધારે વ્યવસ્થિત અને અસરકારક રીતે ભાવનિયમન અમલમાં લાવવામાં આવ્યું છે.

## (૬) હિંદમાં બિનઅસરકારક ભાવનિયમન

ઉપરના દેશોની સરખામણીમાં હિંદમાં તો સને ૧૯૪૨ના ડિસેંબરમાં ભાવ-વધારાની ટકાવારી ૨૩૮ સુધી જઈ પહોંચી. *

*આ ટકાવારી કરતાં તો કેટલાયગણા વધારે ભાવો વાસ્તવિક રીતે બજારમાં જોવામાં આવે છે. સટ્ટાબજારમાં અને નફાખોરો જે ભાવો લે છે તે ભાવની ગણતરી કાંઇ આ ટકાવારી તૈયાર કરનાર લક્ષમાં લેતા નથી. ખરું પૂછો તો તેઓ આ અસહ્ય મોંઘવારીના આકાશે પહોંચતા ભાવો જાણતાય નહિ હોય. ભાવનિયમન તો ફક્ત સરકારી કાગળ ઉપર જ હોય છે, અને આજકાલ ઊભાં થયેલાં કાળાં બજારોના ભાવે જ વ્યવહારમાં તો સોદા થતા હોવાથી, લોકોએ તો સરકારી ભાવ-ટકાવારીમાં બતાવેલ ભાવો કરતાં કેટલાય-ગણા ઊંચા ભાવ અમુક વસ્તુ માટે ભરવા પડે છે. જો કે ઇંગ્લંડ અને અમે-રિકામાં પણ નફાખોરો ઊંચા ભાવ લઈ જતા હશે પણ ત્યાંની સરકાર કાળાં બજારો ઊભાં થવા ન પામે તેટલા માટે સખ્ત હાથે કામ લે છે.

હિંદી સરકાર જ્યાં સુધી ચલણના ફુગાવાની નીતિને નહિ છોડે ત્યાં સુધી ભાવનિયમનનાં ગમે તેવાં પગલાં લેવામાં આવે તે કદી પણ ધારી અસર ઉપજાવી શકનાર નથી. આ સંજોગોમાં ભાવનિયમન તો હાંસી સમાન અને લોકોને છેતરવા માટે જાળ સમાન છે, કારણ તેમ કરીને સરકાર ભાવ વધ્યા અંગેનો દોષનો ટોપલો લોકો ઉપર ઓઢાડવા માગે છે. એ સિદ્ધ થયેલી વાત છે કે હિંદી સરકારના ભાવબંધીના કાયદાઓ વ્યવહારમાં મુકાવાને બદલે કાગળ ઉપર જ પડી રહ્યા છે, અને ખુદ સરકારી અમલદારો કે જેઓ ભાવબંધી કરવા માટે જવાબદાર છે તેમની અંદર-અંદર જ કંઈ ગૂંચવાડો રહ્યા કર્યો છે, અને જે પ્રજાના કહેવાતા લાભ માટે ભાવો બંધાય છે તેને તો આમાં કંઈ ગમ જ પડતી નથી. હિંદી સરકારના વેપારખાતાના પ્રધાને જ હમણાં કબૂલ કર્યું છે કે સરકારનાં ભાવબંધીનાં પગલાં નિષ્ફળ નીવડયાં છે અને ચાલુ નીતિમાં જે જે અસંગતતા અને ખામીઓ છે તે દૂર કરવા સરકાર વિચારણા ચલાવી રહી છે. પણ હિંદી સરકારનું વેપારખાતું બહુ બહુ તો એટલું કરી શકે કે દેશભરનો ખાદ્યખોરાકીનો જથ્થો વ્યવસ્થિત હાથ ઉપર લેવાય કે જેથી દેશના દરેક ભાગને જરૂર પૂરતું સરખા પ્રમાણમાં મળી રહે. પણ જ્યાં સુધી નાણાખાતું વધારે ને વધારે ચલણી નાણું લોકોના હાથમાં મૂકી વસ્તુઓના ભાવ વધારતું જ જાય ત્યાં વેપારખાતું તો બીચારું લાચાર જ બની જાય ને! ખાદ્યખોરાકીનો જથ્થો બજારમાં પૂરતો આવતો નથી તેનું કારણ એ પણ છે કે સંઘરો કરનાર વર્ગ જેમ જેમ રાહ જોતો જાય છે તેમ તેમ ભાવ કૂદકે ને ભૂસકે વધતા જ જાય છે, અને વધારે ઊંચા ભાવ પડાવવાની આશા સેવતો વેપારી બની શકે ત્યાં સુધી રૂંધી રાખેલા અનાજને બહાર જ કાઢતો નથી. ખાદ્યખોરાકીની વસ્તુનો સંઘરો અણુઅટકયો આ સંજોગોમાં ચાલુ જ રહેશે અને ફુગાવો ચાલુ છે ત્યાં સુધી આ અનાજને ખુલ્લા બજારમાં લાવવામાં પણ ભાગ્યે જ સફળતા મળશે.

## (૭) ફુગાવો અટકાવવા માટેનાં પગલાં

અત્યારે દેશ ફુગાવામાં સંડોવાયો છે તેના પરિણામથી કાંઈ હિંદી સરકાર અજાણ ન જ હોય. તેઓ ઢીલાં ઢીલાં પગલાં ફુગાવાની અસર મોળી કરવા લઈ જ રહ્યા છે, પરંતુ ચાલુ પરિસ્થિતિ ઉપર તેની ભાગ્યે જ કાંઈ અસર થાય. છેલ્લા અંદાજપત્રમાં એવી જોગવાઈ કરવામાં આવી હતી કે ઓછી રકમનો આયપતવેરો ભરનાર પાસેથી જેની તેની આયપતનો અમુક ભાગ યુદ્ધ–બચત ખાતે વાળી જવો. પરંતુ આથી અમુક જ વ્યક્તિઓને, અને તે પણ થોડી રકમને, સ્પર્શ થતો હોવાથી સરકાર વધારે રકમ એ દ્વારા મેળવી શકશે નહિ. એ ઉપરાંત એક એવી યોજના અમલમાં મૂકવામાં આવી છે કે જેમણે વધારાના નફા ઉપર આયપતવેરો ભરવો પડે છે તે વર્ગને આ વેરાનો અમુક ભાગ અલગ રાખવા કહેવું, જેમાં સરકારે અમુક રકમ મેળવવી અને આમ જે રકમ બચે તે રકમ લડાઈ પછી સરકારે જે તે પક્ષને પરત કરવી. હવે પછીના અંદાજપત્રમાં આ રીતે કેટલી રકમ મેળવી શકાય છે તેની જાણ થશે. હિંદી સરકારનું જે જે પ્રાંતિક સરકારો પાસે લેણું હતું તે પ્રાંતિક સરકારો પાસે આશરે રૂ. ૭.૭૫ કરોડની તો લોન ઊભી કરાવી છે. થોડા વખત અગાઉ હિંદી સરકારે ૩ કરોડ પાઉંડ જેવડી રકમ બ્રિટિશ સરકારને રેલવેના સાલિયાણાને અંગે ભરી કે જે રકમ બ્રિટિશ સરકાર ભવિષ્યમાં ભરી આપશે. આની મુદત જ્યારે પાકશે ત્યારે તેના બદલામાં રૂપિયા ભરી આપવા માટે ભવિષ્યમાં હિંદી સરકારને સરળતા થશે અને એટલા પૂરતું તો કહી શકાય કે આપણી સ્ટર્લિંગ-મિલકતનો સરકારે સદુપયોગ કર્યો છે.

ફુગાવો અટકાવવાનાં સરકારે લીધેલાં પગલાંની ચર્ચા સાથે એ પણ કહેવું જરૂરી છે કે પોસ્ટ-ઑફિસના બચતખાતાની થાપણોમાં તથા કેશ-સર્ટિફિકેટના આંકડામાં મોટો ઘટાડો થયો છે. આ ઘટાડા

અંગેના આંકડા અગાઉ આપવામાં આવ્યા છે. સને ૧૯૪૧-૪૨ની આખર સુધીમાં રૂ. ૪૬ કરોડ જેવડી રકમ તો થાપણદારોએ પાછી ઉપાડી લીધી. સરકારે યોજેલાં પગલાંથી જે રકમ ચલણમાંથી ઓછી થઈ તેની સામે આ રકમ ચલણમાં ઉમેરાઈ એનું કેમ? થોડી આવક-વાળા આ થાપણદારોનો વિશ્વાસ સરકારની શાખ ઉપરથી ઊઠતો જાય છે તે વાતની આ ઘટના સાબિતી આપે છે. એ તો જાહેર વાત છે કે સરકારની શાખ ઉપરથી ઊઠતો જતો વિશ્વાસ રાજકીય મડાગાંઠને અંગે જ છે, જે વાતનો આગળ ઉપર ઉલ્લેખ કરવામાં આવશે.

૪

# યુદ્ધખર્ચની ફાળવણીમાં ફેરફાર

## (૧) હિંદી લશ્કરનો દરજ્જો

જે નાણાકીય કરાર તળે હિંદ અને ઇંગ્લંડની વચ્ચે યુદ્ધના ખર્ચાની ફાળવણી થાય છે તે કરારની અમુક કલમોમાં ફેરફાર કરવાનું વિચારાઈ રહ્યું છે,+ જો કે હવે પછીનું અંદાજપત્ર બહાર પડતાં પહેલાં એટલું તો લાગે જ છે કે હિંદ ઉપરના આ યુદ્ધ ખર્ચની રકમમાં વધારો તો થશે જ. અત્યારે ખર્ચની ફાળવણી માટે જે કરાર ચાલુ છે તે અંગે થોડી સ્પષ્ટતા કરવી હિતાવહ છે. અમુક વર્ગ એવી મોઘમ દલીલ કરે છે કે હિંદના સંરક્ષણ અંગે બ્રિટિશ સરકાર સારી

---

+ આ કરાર મુજબ હિંદની ઉપર નીચે જણાવ્યા મુજબ યુદ્ધ-ખર્ચ નાખવામાં આવ્યાં છે:

(૧) શાંતિના વખતમાં લશ્કરની પાછળ થતા ખર્ચની રૂ. ૩૬.૭૭ કરોડ જેટલી વાર્ષિક બાંધેલી રકમ,

(૨) લડાઇને અંગે થયેલા ભાવ-વધારા પૂરતી ચોક્કસ અમુક રકમ,

(૩) હિંદના પોતાના સંરક્ષણ માટે હિંદ જે જે પગલાં લે, અને દેખીતી રીતે જે પગલાં લેવાની જવાબદારી હિંદ ઉપર જ હોય, તેને અંગેનું ખર્ચ, અને

(૪) હિંદી લશ્કર, જે પરદેશ મોકલવાનાં આવ્યું છે, તેના ખર્ચ પેટે વાર્ષિક એક કરોડ રૂપિયાની રકમ.

એવી રકમના ખર્ચનો બોજો વેઠે છે. પરંતુ આ વાત સત્યથી ઘણી વેગળી છે. એ તો સૌને સુવિદિત છે કે હિંદી લશ્કરને અત્યારે શાહી લશ્કરના એક ભાગ તરીકે વાપરવામાં આવે છે અને હિંદને જરાય સંબંધકર્તા ન હોય તેવી કામગીરીમાં હિંદી લશ્કરને રોકવામાં આવ્યું છે. અગાઉ હિંદી લશ્કરને જ્યારે આવી રીતે પરદેશ મોકલવામાં આવ્યું હતું ત્યારે, અને તેમાંય ખાસ કરીને તેની પાછળ થયેલું બધું ખર્ચ અગર અમુક ભાગ જ્યારે હિંદને ખાતે ઉધારવામાં આવ્યો ત્યારે, સરકારના આ પગલા માટે દેશમાં ખૂબ ઉગ્ર ટીકા થઈ હતી.× પ્રજામાં રાજકીય જાગ્રતિનું આંદોલન જોર પકડતું ગયું તેમ તેમ હિંદી લશ્કર એ શાહી લશ્કરનું એક અંગ જ છે એ વાતને ઢાંકવાનું બની શક્યું નહિ. હિંદના રાજકીય કારભારની સત્તા હિંદીઓના હાથમાં વહેલામાં વહેલી તકે સોંપવી જ પડશે એવી ખાતરી થતાં જ બ્રિટિશ સરકારે આગમચેતી વાપરીને હિંદી લશ્કરને અસરકારક રીતે સીધા કાબૂ તળે લઈ લેવા માટે પેરવી કરવા માંડી કે જેથી બ્રિટનની યુદ્ધ–રચનામાં સરળતા થાય અને બ્રિટિશ વેપાર–ઉદ્યોગને પણ રક્ષણ મળે. જ્યારે ચૅટફિલ્ડ કમિશને (લશ્કરી બાબતો અંગે ભલામણ કરવા નિમાયેલું તપાસ–પંચ) ભલામણ કરી કે હિંદી લશ્કરને આધુનિક ઢબનાં યંત્રોથી સજ્જ કરવાની જરૂર છે ત્યારે સાથોસાથ એવી ભલામણ કરી કે આ અંગે જે ખર્ચ થાય તેનો મોટો ભાગ બ્રિટિશ સરકારે ઉપાડી લેવો. આનું એક કારણ એ હતું કે આવડા મોટા ખર્ચનો બોજો હિંદ ઉપાડી શકશે નહિ, પરંતુ બીજું સબળ કારણ એ હતું કે આજ સુધી જે વાત ઉપર ઢાંકપિછોડો કરવામાં આવતો હતો તેને હવે ખુલ્લી રીતે સરકારે સ્વીકાર્યે જ છૂટકો હતો કે હિંદી લશ્કર એ શાહી લશ્કરનો જ એક ભાગ છે અને માટે જ તેથી પાછળ થતું ખર્ચ બ્રિટિશ સરકાર જ ઉપાડી

× આ સંબંધી વધારે વિગત માટે પ્રો. સી. એન. વકીલના "ફિનાન્શ્યલ ડેવેલપમેન્ટ્સ ઇન મોડર્ન ઇંડિયા" પુસ્તકમાં પાન ૧૨૫ થી ૧૩૭ ઉપર જુઓ.

છે. સ્વાભાવિક રીતે જ હિંદી લશ્કર ઉપરનો કાબૂ પણ બ્રિટિશ સરકારના હાથ નીચે જ પછી તો રહે, કારણ કે લશ્કર પાછળનું ખર્ચ પણ તેના શિરે જ હોય. આમ પડદા પાછળ રમાતી રમત બહાર આવી કે આ રસ્તે હિંદી સરકારમાંના પ્રજાકીય તત્ત્વથી, અને ભાવિમાં જો રાષ્ટ્રીય હિંદી સરકાર સ્થપાય તો તેનાથી, હિંદી લશ્કરને સ્વતંત્ર રાખવા માટે બ્રિટિશ સત્તાધારીઓનો આ પેંતરો હતો.

## (૨) નાણાકીય કરાર

લડાઈની શરૂઆતમાં યુદ્ધખર્ચની ફાળવણીને અંગે જે કરાર થયા તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે જે ખર્ચ હિંદના રક્ષણ માટે અગર પ્રાથમિક દૃષ્ટિએ જ હિંદની લડાયક જવાબદારી અદા કરવા માટે થયું હોય તે ખર્ચ હિંદને ફાળે નાખવું. વ્યવહારમાં તો હિંદમાં લશ્કરી થાણાંઓ છે—ખુશકી, તરી કે હવાઈ—એ મુખ્યત્વે તો શાહી વ્યૂહરચનાના એક ભાગરૂપે જ છે. લશ્કરી યોજનાઓ અને અંદાજો કરતી વખતે હિંદની જરૂરિયાતો અગર હિંદની શક્તિનો ભાગ્યે જ ખ્યાલ કરવામાં આવે છે. શાહી યોજનાઓ અને સામ્રાજ્યની વ્યૂહ-રચનામાં હિંદના રક્ષણનો પ્રશ્ન તો ક્યાંય ઢંકાઈ જાય છે. આમ જે ખર્ચ હિંદને ભાગે ફાળવવામાં આવે છે તે હિંદે ભરવું પડે છે અને બાકીનું ખર્ચ બ્રિટિશ સરકાર ઉપાડે છે.

## (૩) શાહી રક્ષણનો સિદ્ધાંત (નીતિ)

આ ઉપરથી એ તો સ્પષ્ટ થાય છે કે બ્રિટિશ સરકાર હિંદનો ઉપયોગ લડાઈના સમરાંગણ તરીકે, યુદ્ધ–સામગ્રી બનાવવા માટેના એક મથક તરીકે, લાખો રંગરૂટોની ભરતી કરવા માટે અને અખૂટ પ્રતર યુદ્ધ–સાધનો મેળવવા માટેના કેન્દ્ર તરીકે જ કરે છે. અને તેમ કરવામાંય અમુક ખર્ચ તો ફક્ત હિંદના સંરક્ષણ અંગે જ થયું છે માટે તે હિંદે જ ઉપાડવું જોઈએ એમ કહી તેટલા પૂરતી જવાબ-દારીમાંથી પોતે મુક્ત થઈ જાય છે. આ પરિસ્થિતિ સાથે ઇંગ્લંડમાં

શું થાય છે તે જરા સરખાવીએ. ઈજિપ્ત સરકારની સાથેના કોલ-કરારથી બ્રિટિશ સરકાર ઇજિપ્તમાં અમુક લશ્કરી કાબૂ ધરાવે છે, જેના વડે તેઓ ઇજિપ્તમાં લશ્કરી હિલચાલો કરી રહ્યા છે. આ પ્રવૃત્તિ ખાસ કાંઈ ઇજિપ્તના રક્ષણ માટે થતી નથી, અને એટલા જ માટે એ બધી લશ્કરી પ્રવૃત્તિનું ખર્ચ પણ બ્રિટિશ સરકાર જ ઉપાડે છે. હિંદનો ઉપયોગ પણ બ્રિટિશ સરકાર ઈજિપ્તના જેવો જ કરે છે છતાં ખર્ચ હિંદને માથે કેમ ? હિંદ ઉપર બ્રિટનનો રાજકીય અમલ છે એ જ કારણે ને ? હિંદના રક્ષણ માટે બ્રિટિશ સરકાર એક પાઈ પણ ખર્ચતી નથી,ઊલટાનું સામ્રાજ્યના રક્ષણ માટે આ યુદ્ધમાં હિંદ તેને મદદ કરી રહ્યું છે, કારણ શાહી યુદ્ધ-મોરચાના એક અંગ તરીકે હિંદમાં લશ્કરી પ્રવૃત્તિઓ પાછળ જે ખર્ચ થાય છે તેમાંથી જે ખર્ચ હિંદ આપે છે તેટલા પૂરતી તો બ્રિટિશ સરકારને રાહત જ મળે છે ને ?

હવે પછી ખર્ચની ફાળવણીમાં ફેરફાર કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થશે ત્યારે પણ ઉપર જણાવેલી શાહી રક્ષણની નીતિ કાયમ જ રખાશે, કારણ કે યુદ્ધ ચાલે છે ત્યાં સુધી તો હિંદમાં બ્રિટનનો અડ્ડો મજબૂત રાખવા માટે તે નીતિ જ બંધબેસતી થાય છે.× "પ્રથમ દૃષ્ટિએ હિંદની જવાબદારી અંગેનું ખર્ચ " એવો ઉલ્લેખ આપણે આગળ ઉપર જે જોયો તેનો અર્થ કરવા ઉપર જ હિંદ ઉપર કેટલું લશ્કરી

× પ્રસંગોપાત આ જગ્યાએ એ કહેવું જરૂરી છે કે ક્રિપ્સ-દરખાસ્તોમાં હિંદના સંરક્ષણનો પ્રશ્ન રાષ્ટ્રીય સરકારના કાબૂ તળે ન સોંપતાં બ્રિટન પોતાના હાથમાં અનામત રાખવા માગતું હતું તે હવે આપોઆપ સમજાઈ જશે. અત્યારે શાહી લશ્કર અને હિંદી લશ્કરમાં ફક્ત ખર્ચની ફાળવણી પૂરતો જ તફાવત છે, બીજી હરેક રીતે હિંદી લશ્કર શાહી લશ્કરમાં જ ઓતપ્રોત થઇ ગયું છે-તેને સ્વતંત્ર અસ્તિત્વ નથી. યુદ્ધ પહેલાં પણ મધ્યસ્થ સરકારના અંદાજપત્રમાં લશ્કરી ખર્ચ કુલ ખર્ચના ૫૦% કરતાંય વધારે હતું, અને તેમાં ફેર કરવાનું ધારાસભાના મતાધિકારથી પર રાખવામાં આવ્યું હતું તે નીતિ પણ હવે તો ખુલ્લી પડે છે ને !

ખર્ચ લાદવું તેનો આધાર છે, કારણ કયું ખર્ચ "દેખીતું હિંદના રક્ષણ માટે જ" છે એ નક્કી કોણ અને કયા પાયા ઉપર કરે એનું કાંઈ ધોરણ છે? દાખલા તરીકે, હિંદ–બ્રહ્મદેશની સરહદ ઉપર અત્યારે લશ્કરી તૈયારીઓ થઈ રહી છે તે હિંદના રક્ષણ માટે છે એમ માનવામાં આવે તો તે અંગેનું ખર્ચ હિંદને ખાતે જ લખવામાં આવે. પણ આપણે સૌ જાણીએ છીએ કે આ તૈયારીઓ તો ગુમાવેલું બ્રહ્મદેશ તથા પૂર્વમાં બ્રિટનના જે બીજા દેશો હતા તેને જાપાનના હાથમાંથી ફરી જીતી લેવાના આક્રમણ અંગેની છે. એટલે ન્યાયપુરઃસર કેટલી રકમ હિંદને ખાતે ફાળવી શકાય તેનો નિર્ણય કરવો એ મુશ્કેલ કાર્ય છે. આ દિશામાં આપખુદી નિર્ણય ક્યારેક હિંદને અસહ્ય બોજા સમાન નીવડે એવો સંભવ છે. કરારમાં ઠરાવ્યા મુજબ ભાવ–વધારાને અંગે પણ અમુક રકમ હિંદી સરકારે વધારે ભરવી પડશે. આ રીતે પણ સારી એવી રકમનો બોજો હિંદ ઉપર લદાશે. હમણાં હમણાં હિંદમાં હવાઈ અને નૌકાદળોને વિસ્તૃત કરવા પાછળ પણ ખૂબ ખર્ચાઓ થાય છે અને કોણ જાણે છે કે આ તૈયારીઓ ફક્ત હિંદના રક્ષણ માટે જ છે એમ કહી કેટલું ખર્ચ આપણા ઉપર નાખવામાં આવશે? હિંદમાં લશ્કરી સરંજામ અને ઈતર યુદ્ધ–સામગ્રી તૈયાર થઈ રહી છે તેના ખર્ચ માટે પણ એમ જ સમજવાનું, જો કે અત્યારથી કશું કહી શકાય તેમ નથી, પણ હિંદની પૂર્વે આજે જે યુદ્ધનાં વાદળાં ઘેરાઈ રહ્યાં છે તેની પાછળ થતા ખર્ચ માટે ઈંગ્લંડમાંથી જોગવાઈ કરવાની મુશ્કેલીઓ, અને મન–ફાવતો અનુકૂળ રીતે અર્થ કરી શકાય તેવી ખર્ચના ફાળવણી અંગેના કરારની કલમો–આ બધી દૃષ્ટિએ જોતાં એમ તો જરૂર કહી શકાય કે અત્યારની બનેલી મધ્યસ્થ ધારાસભાને તો આ બાબતમાં કશો જ બોલવાનો અધિકાર નહિ હોવાથી જો વાઈસરોયના હિંદી સભ્યો કશું ન કરી શકે તો હિંદના લશ્કરી ખર્ચમાં સારો એવો વધારો થશે જ એ વાત નિર્વિવાદ છે. હિંદી સરકારના નાણાખાતાના પ્રધાનની ઈંગ્લંડની

મુલાકાત અને ત્યાર પછીનું તે અંગેનું તેમનું મૌન સૂચક નથી લાગતું?

## (૪) હિંદને ધીરાણ-પટ્ટે મળતો માલ

અમેરિકા જે માલ હિંદને ધીરાણ-પટ્ટે આપે છે તે રકમ અદા કરવા માટેની વ્યવસ્થા કરવાના પ્રશ્નનો નિકાલ પણ વહેલો-મોડો કરવો તો પડશે જ. ગયા વર્ષના અંદાજપત્રમાં તો આ પ્રશ્નને અણઉકેલ રાખવામાં આવ્યો હતો, પરંતુ આવતા અંદાજપત્રમાં તો તેને વિષે કોઈ ચોક્કસ પ્રકારની જાહેરાત થવાની ધારણા રાખી શકાય. અમેરિકાથી કયા પ્રકારની અને કેટલી યુદ્ધ-સામગ્રી આવે છે તે તો બહાર પાડી શકાય નહિ, પરંતુ કેટલી કિંમતનો માલ આવ્યો છે તેટલું તો બહાર પડશે જ, કારણ કે તે રકમ માટે જોગવાઈ કરવી પડશે. અમેરિકા આવા ધીરાણ-પટ્ટે જે માલ ઇંગ્લંડને તથા બીજાં મિત્રરાષ્ટ્રોને આપે છે તે અંગે એ દેશો વચ્ચે એવા અરસપરસ કરારો થયા છે કે જેથી અમેરિકા જેટલી કિંમતનો માલ એક દેશને ધીરે તેના બદલામાં તે દેશ પાસેથી પોતાને જરૂર હોય તેટલો માલ પોતે લે. હિંદ સાથે પણ અમેરિકા આવો કરાર કરીને હિંદ પાસેથી પોતાને જોઈતો કાચો માલ મેળવે. આ ઉપરાંત અમેરિકન લશ્કર હિંદમાં રાખવામાં આવ્યું છે તેને અંગે જે ખર્ચ થાય તે માટે અમેરિકન સરકારે રૂપિયાની જોગવાઈ કરવી રહી. અત્યારે તો બ્રિટિશ સરકાર વતી હિંદી સરકાર અમેરિકાને આ માટે રૂપિયા પૂરા પાડે છે, જેના બદલામાં બ્રિટિશ સરકારને ખાતે અમેરિકા ડોલર જમા કરે છે અને બ્રિટનને ચોપડે હિંદી સરકારના ખાતામાં તેટલી કિંમતના સ્ટર્લિંગ જમા થાય છે.

## (૫) અમેરિકા-હિંદ વચ્ચે અરસપરસના કરાર

અમેરિકા સાથે હિંદ બારોબર સીધા કરાર કરે તે વખતે એક મહત્ત્વનો મુદ્દો એ ઉપસ્થિત થાય કે જે માલ અમેરિકાથી હિંદમાં આવે છે તે ખરેખર જ હિંદના રક્ષણ માટે જરૂરી છે કે શાહી

યોજનાને અંગે તે હિંદ લાવવામાં આવે છે? હિંદની પોતાની જ જરૂરિયાતોને માટે જે માલ અમેરિકાથી આવે તેટલી રકમ તો હિંદને ખાતે લખાય તે વાજબી છે, પણ ઇતર હેતુઓ બર લાવવા માટે જે સામગ્રી આવતી હોય તેની કિંમત પણ હિંદને માથે લદાય તે તો અન્યાય જ કહેવાય. કેટલી રકમ હિંદને ખાતે લખવી તે નક્કી કર્યા બાદ આપણે સિદ્ધાંતની દૃષ્ટિએ કહી શકીએ કે અમેરિકા તેટલી કિંમતનો માલ અગર સેવા અગર હિંદમાંના અમેરિકન લશ્કરને માટે રૂપિયાની હિંદ પાસેથી આશા રાખી શકે. પણ આ પ્રશ્ન દેખાય છે તેટલો બધો સીધો અને સહેલો નથી. મહત્ત્વનો મુદ્દો તો એ છે કે અમેરિકન લશ્કરને કયા હેતુથી હિંદમાં રાખવામાં આવ્યું છે? હિંદના રક્ષણ માટે? કે ફિલિપાઇન અને પેસિફિકના બીજા ગુમાવેલા દેશોને ફરી કબજે કરવા માટે જાપાન સાથે યુદ્ધ ખેલવા માટે હિંદ સિવાય બીજું કોઈ અગત્યનું સમરાંગણ મળી શકે તેમ નથી તેટલા માટે તેને અહીં રાખવામાં આવ્યું છે? અમેરિકાના પર્લ હાર્બર ઉપર જાપાને હુમલો કર્યો તે દિવસથી જ ચીન અને પેસિફિકના પ્રદેશમાં અમેરિકાની પ્રતિષ્ઠા, અમેરિકાની લાગવગ અને અમેરિકન હિતોને એક કારી ઘા મૂળમાં લાગ્યો છે. આનો બદલો લેવા અને ખોયેલી શાખ પાછી મેળવવા અમેરિકાએ યુદ્ધમાં ઝંપલાવ્યું અને તે જ કારણે અમેરિકન લશ્કર આજે હિંદમાં ખડું થયું છે. જો અમેરિકન લશ્કર આજે હિંદમાં રહી બ્રહ્મદેશ, મલાયા અને પેસિફિકનાં બ્રિટિશ અને અમેરિકાનાં ગુમાવેલાં હિતો ફરી કબજે લેવાનું કામ કરવાનું હોય તો હિંદના રક્ષણ માટે તેને લાવવામાં આવ્યું છે એમ જે કહેવાય છે તેને બદલે તેનો ખરો ઊંડો હેતુ તો બીજો જ લાગે છે. હિંદના રક્ષણ માટે હિંદને ટકાવી રાખવાનું નથી પણ ઇતર ગુમાવેલા દેશો ફરી કબજે કરવા માટે જે પ્રવૃત્તિઓ કરવી પડે તે અસરકારક રીતે હિંદમાં રહીને જ કરી શકાય એમ છે એ માટે હિંદના રક્ષણનો પ્રશ્ન આગળ ધરવામાં આવે છે. જો આમ જ હોય તો પછી શું અમેરિકા જેવા

દુનિયાના સમૃદ્ધમાં સમૃદ્ધ દેશને માટે, જ્યારે તે પછાત દેશોની સ્વાધીનતા જેવા પવિત્ર હેતુ માટે લડી રહ્યું છે તેમ પોકારી રહ્યું હોય ત્યારે, હિંદ પાસેથી બદલામાં માલ, સેવા અને રૂપિયાની આશા સેવવી તે શું વાજબી ગણાય ? બ્રિટિશો અને અમેરિકનોના હેતુઓ બર લાવવા માટે હિંદમાં જે લશ્કરી પ્રવૃત્તિઓ થાય છે તેની પાછળ થતા ખર્ચના બદલામાં હિંદીઓ પાસેથી કશું જ ન લેવાની રાજદ્વારી કુનેહની આશા અમેરિકન સરકાર પાસેથી કેમ સેવી ન શકાય ? પરંતુ જો બ્રિટિશો અને અમેરિકનોને આમ કરવું ન સૂઝે તો પછી હિંદે બદલામાં કાચો માલ અને અમેરિકન લશ્કર માટે નાણાંની જોગવાઈ કરવી જ પડશે.

## (૬) હિંદમાં રૂપિયાની માગમાં થતો વધારો

આવડા મોટા પાયા ઉપરના ખર્ચા છેવટે હિંદને માથે નાખવામાં આવે કે બ્રિટન ભરે પણ હાલ તુરત તો, ચાલુ નીતિમાં પલટો ન આવે ત્યાં સુધી તો, હિંદી સરકારે રૂપિયાની જોગવાઈ કરવી જ પડશે. જેટલું ખર્ચ બ્રિટનને ફાળે જાય તેટલી કિંમતના સ્ટર્લિંગ તે હિંદને ખાતે જમા કરશે, પણ આજે તો તેટલા રૂપિયા હિંદી સરકારે બ્રિટિશ સરકાર વતી ચૂકવવા પડશે ને ? રૂપિયાની આ વધતી જતી માગને જો હિંદી સરકાર નવી નોટ છાપીને જ પહોંચી વળવા પ્રયત્ન કરે તો તો જરૂર દેશભરના આર્થિક તંત્ર ઉપર માઠી અસર થયા વિના રહે નહિ.

હિંદી સરકારે નીચે જણાવેલ બાબતો માટે વધારે રૂપિયાની જોગવાઈ કરવી પડશે :

(૧) હિંદમાંથી આયાત કરતાં વધારે કિંમતનો માલ નિકાસ થાય છે એટલે નિકાસ કરનાર પેઢીઓને નાણું ચૂકવવા માટે,

(૨) હિંદના રક્ષણ માટે વાજબી રીતે ખર્ચમાં જે વધારો થાય તે માટે,

(૩) યુદ્ધ-ખર્ચની ફાળવણી માટેના કરારનો મન-ફાવતો અર્થ કરતાં હિંદને માથે વધારાનો બોજો લાદવામાં આવે તે માટે,

(૪) બ્રિટિશ સરકાર વતી હિંદમાં જે નાણાકીય જરૂરિયાત ઊભી થાય તેને પહોંચી વળવા માટે,

(૫) ઉપર જણાવ્યા પ્રમાણે અમેરિકન લશ્કરના નિભાવ અંગે તથા ઈતર મિત્રરાષ્ટ્રોની ખરીદી પાછળ જે રકમ ખર્ચવી પડે તે માટે.

હિંદી સરકાર આવડી મોટી માગને પહોંચી શકશે? આ રકમ એવડી ગંજાવર થશે કે હિંદી સરકાર કર-વેરા વધારીને કે લોન ઊભી કરીને પણ એ મેળવી શકશે નહિ. સહેલાઈથી લઈ શકાય એવો લલચાવનારો એક જ રસ્તો છે કે અત્યારે હિંદી સરકાર જે ફુગાવાની નીતિ અખત્યાર કરી રહી છે તે ધોરણે વધારે ને વધારે કાગળની નોટો છાપી કૃત્રિમ ખરીદ-શક્તિ પેદા કરવી અને દેશને આર્થિક અવ્યવસ્થા અને પાયમાલીને માર્ગે દોરી જવો.

## ૫

# રૂપિયાની જોગવાઈ કરવાની ખરી રીત

## (૧) ફુગાવાને મૂળમાંથી દાબવાની રીત

**આ દેશની** પ્રજાને આર્થિક અંધાધૂંધીમાંથી બચાવવાને હિંદી સરકાર ઈંતેજાર હોય તો ફુગાવાની નીતિને તિલાંજલિ દઈ રૂપિયાની જોગવાઈ કરવા માટે બીજો કોઈ સલામત રસ્તો પકડવો જોઈએ. બ્રિટિશ અને અમેરિકન સરકાર વતી હિંદી સરકારે જે ખરીદી કરવી પડે છે તે અંગે શું થઈ શકે તેનો આપણે પહેલાં ખ્યાલ કરીએ. આ સંબંધી એક વાત તો દીવા જેવી સ્પષ્ટ છે કે બ્રિટન અને અમેરિકાને હિંદ યુદ્ધ-સામગ્રી પૂરી પાડે છે ત્યારે આપણે માલ વેચનાર છીએ અને મિત્રરાષ્ટ્રો આપણાં ગ્રાહક-ખરીદનાર-છે. આપણા સામાન્ય વ્યવહારમાં, વેચાણની શરતો અને માલની કિંમત કઈ રીતે વસૂલ કરવામાં આવશે તેની શરતો, હમેશાં માલ વેચનાર નક્કી કરે છે. ખાનગી સોદાઓમાં આ સામાન્ય ધોરણનો સાર્વત્રિક સ્વીકાર થાય છે. બે દેશ વચ્ચે જ્યારે સોદા થાય ત્યારે તો આ સૂત્રનું વધારે ચુસ્ત પાલન થવું જોઈએ. આંતરરાષ્ટ્રીય શિરસ્તા મુજબ તો હિંદમાંથી બ્રિટન કે મિત્રરાષ્ટ્રો જે ખરીદી કરે તેનું ભરણું આપણને સોનામાં અગર માલ આપીને કે હિંદમાં લોન ઊભી કરીને કરવું જોઈએ. હિંદમાં તેમની જે મિલકત છે તે વેચી નાખીને પણ તેઓ આ ભરણું કરી શકે.

## (૨) બ્રિટન અને અમેરિકા હિંદમાંની ખરીદીના બદલામાં ઔદ્યોગિક–વેપારી મિલકત હિંદને કેમ ન આપે?

આંતરરાષ્ટ્રીય લેણા–દેણાની પતાવટ માલ અગર સોનું લઈ-દઈને થાય છે. ઇંગ્લંડ અને અમેરિકા હિંદ તરફનું પોતા ઉપરનું દેવું વેપારી અગર ઔદ્યોગિક મિલકત આપીને ભરી શકે. આવી મિલકત ખરીદનારા તો હિંદમાં તુરત જ મળી રહેશે. લડાઈનાં જોખમોને ન ગણકારતાં અમેરિકાથી ઔદ્યોગિક યંત્રો અને સાધનો રશિયા મોકલી શકાય, તો ઇંગ્લંડ અને અમેરિકા માટે તેવી સામગ્રી હિંદ ખાતે મોકલવાનું કેમ ન બને? ઊલટાનું, તેમ કરવાથી તો હિંદ ઔદ્યોગિક દિશામાં વધારે તૈયાર થઈ લડાયક સામગ્રી ઉત્પન્ન કરી શકશે. હિંદમાં એન્જિનો બનાવવાનો ઉદ્યોગ અગર વહાણ બાંધવાનો ઉદ્યોગ શરૂ કરવા માટે જોસભેર માગણી થઈ રહી છે પરંતુ એક યા બીજે કારણે તેને અભરાઈએ મૂકવામાં આવે છે. હિંદમાં એન્જિનો બનાવવાની આ ઘડીએ અત્યંત આવશ્યકતા છે, કારણ વાહન–વ્યવહારનો પ્રશ્ન તેથી સરળ થશે. હિંદને જો ઇંગ્લંડ અને અમેરિકા પાસેથી ઔદ્યોગિક સાધનો મળે તો હિંદ લડાઈમાં ઉપયોગી થાય એવો ઘણો સામાન બનાવી શકે કે જે અત્યારે તો વહાણવટાની મુશ્કેલીમાં પણ દૂરદૂરથી હિંદમાં લાવવો પડે છે. હિંદ-માંથી ઇંગ્લંડ અને અમેરિકા યુદ્ધ–સામગ્રી ખરીદી જાય છે તેના બદલામાં તેના તરફથી હિંદને ઉપર જણાવ્યા મુજબ ઉપયોગી સામાન મળે તો તેમાં બંનેને લાભ છે.

## (૩) હિંદમાંની ખરીદીના બદલામાં હિંદને સોનું કેમ ન મળે?

હિંદમાંથી માલ–ખરીદી થાય છે તેની કિંમત અદા કરવાનું હિંદને સોનું આપીને થઈ શકે. એવી દલીલ કદાચ કરવામાં આવે કે અત્યારના સમયે ઇંગ્લંડમાંથી હિંદ ખાતે સોનું મોકલવું જોખમકારક ગણાય.

આના જવાબમાં એટલું જ કહેવું બસ થશે કે આ ચાલુ લડાઈમાં જ હિંદમાંથી સોનું અને ચાંદી ઈંગ્લંડ અને અમેરિકા લઈ જવામાં આવ્યાં છે તો પછી તે જ ધાતુને પાછી લાવવામાં કયું નવું જોખમ ખડું થાય છે? ધારો કે તેમ કરવું જોખમી હોય તો દક્ષિણ આફ્રિકા અગર અમેરિકામાં હિંદને ખાતે સોનું અનામત તરીકે રાખવાનું કેમ ન બની શકે? આ સોનાને જો ચલણી નાણું છાપવા માટેની અનામત તરીકે ગણવામાં આવે તો તો તેની સામે હિંદમાં નોટ છાપવી જોઈએ એમ દલીલ કરવામાં આવે છે. પરંતુ હિંદમાં ખાનગી વ્યક્તિઓ અને પેઢીઓને એ સોનું વેચી નાખવાથી એમ થતું અટકાવી શકાય તેમ છે.

## (૪) હિંદમાં રૂપિયાની લોન ઊભી કરી ઇંગ્લંડ ભરણું કેમ ન કરે?

ત્રીજી રીત મુજબ, ઈંગ્લંડ હિંદની અંદર રૂપિયાની લોન ઊભી કરી શકે છે. છેલ્લાં કેટલાંય વર્ષોથી રેલવે–બાંધકામ, નહેરો બાંધવા તથા ઈતર યોજનાઓ માટે આપણે બ્રિટનનો માલ ખરીદતા આવ્યા છીએ. તેનું ભરણું આપણે બ્રિટનથી માલ મોકલનારને તેના જ ચલણી નાણામાં, એટલે કે સ્ટર્લિંગમાં, કરતા આવ્યા છીએ અને તે માટે તો આપણે વખતોવખત સ્ટર્લિંગ મેળવવા પડતા. હિંદથી આ મોટી રકમો ભરી શકાય તેમ નહોતી એટલે હિંદની વતી લંડનમાં સ્ટર્લિંગની લોન ઊભી કરવામાં આવતી હતી. બ્રિટિશ નાગરિકોનો એક વર્ગ આ લોન ખરીદતો અને તેમની પાસેથી જે સ્ટર્લિંગ આવે તે જે બ્રિટિશ પેઢીઓ પાસેથી આપણે માલ મંગાવ્યો હોય તેને આપણે ચુકવતા. આ લોન ઉપર આજ સુધી હિંદ વ્યાજ ભરતું આવ્યું છે અને હવે આટલાં વર્ષે દેવું લગભગ ભરપાઈ થઈ શક્યું છે. તે જ ધોરણે, બ્રિટિશ સરકારે ગઈ તથા આ લડાઈ દરમિયાન જે માલ અમેરિકા પાસેથી ખરીદ્યો તેનાં નાણાં એણે અમેરિકાને

ડૉલરમાં ચૂકવવા પડ્યા છે. બ્રિટિશ સરકાર પાસે આટલા બધા ડૉલર નહોતા એટલે કાં તો અમેરિકામાં જેટલી બ્રિટિશ મિલકતો હતી તે વેચી નાખીને અગર અમેરિકામાં ડૉલરની લોન ઊભી કરીને અમેરિકન ચલણી નાણું મેળવવું પડ્યું હતું. લડાઈની શરૂઆતના કાળમાં "પૈસા આપીને માલ લઈ જાઓ" એ નીતિ અમેરિકાએ બ્રિટન સાથે અમલમાં મૂકી હોવાથી બ્રિટને ઉપર જણાવેલી રીતે ડૉલર મેળવવા પડ્યા હતા.

એ જ રીતે બ્રિટન અને અમેરિકા હિંદમાંથી મોટા પાયા ઉપર યુદ્ધ–સામગ્રી ખરીદે છે તેની કિંમત ચૂકવવા માટે રૂપિયાની જોગવાઈ કરવાની જવાબદારી ખરું જોતાં તો તેમના ઉપર હોવી જોઈએ. આ સ્વાભાવિક રીતને બદલે હિંદને સ્ટર્લિંગમાં કિંમત ચૂકવવાની અસ્વાભાવિક નીતિ અખત્યાર કરવામાં આવી છે કે જેને પરિણામે જે હિંદી વેપારી પેઢીઓ બ્રિટનને માલ પૂરો પાડે છે તેને આપવા માટેની રૂપિયાની જોગવાઈ હિંદી સરકારે કરવી પડે છે. આમ થતું જો બંધ થાય અને હિંદી માલની કિંમત રૂપિયામાં જ ભરવામાં આવે તો આપણે ત્યાં જે મુશ્કેલીઓ અને ગૂંચવાડો ઊભાં થયાં છે તેનું નિવારણ થઈ શકે.

જેવી રીતે ભૂતકાળમાં હિંદે ઈંગ્લંડમાં સ્ટર્લિંગ–લોન ઊભી કરી હતી તેમ આજે ઈંગ્લંડ રૂપિયાની લોન અહીં ઊભી કરી શકે. બ્રિટિશ સરકારની આવક–મહેસૂલની શાખ ઉપર આ લોન ઊભી કરી શકાય અને લોન ખરીદનારને હિંદી સરકાર ખોળાધરી આપે. હિંદમાં બ્રિટનની જે વેપારી મિલકત છે તેને આ લોન માટે થાલ તરીકે આગળ ધરીને લોન ખરીદનારના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવી શકાય. બ્રિટને અમેરિકામાં જ્યારે ડૉલરની લોન ઊભી કરી ત્યારે અમેરિકામાંની બ્રિટનની મિલકતને થાલ તરીકે ધરવામાં આવી હતી. એવું બનવાની શક્યતા છે કે આવી ખોળાધરી આપવા છતાંય કદાચ

આજના તંગ રાજકીય વાતાવરણથી બ્રિટનની લોન હિંદમાં ન ખપે. જો આમ થાય તો રાજકીય મડાગાંઠનો ઉકેલ લાવવા માટે પગલાં લેવાવાં જોઈએ કે જેથી બે દેશ વચ્ચેના વેપારી સંબંધો સારા પાયા ઉપર ચાલે તે માટે જરૂરી એવું વિશ્વાસનું વાતાવરણ ઊભું કરી શકાય.

## (૫) હિંદમાંની બ્રિટિશ મિલકતોને વેચી નાંખી હિંદી માલકીની કેમ ન બનાવાય?

અત્યારે હિંદમાં અંદાજે ૩૦ કરોડ પાઉંડની કિંમતની બ્રિટિશ વેપારી મિલકતો છે તેને વેચી નાંખી તેના રૂપિયા કરી લેવામાં આવે તો તે રૂપિયાની મદદથી બ્રિટન પોતાને જોઈતો માલ હિંદમાંથી ખરીદી શકે. ગઈ તથા આ લડાઈમાં પણ અમેરિકામાં બ્રિટનની આવી મિલકતોના ડોલર ઉપજાવી માલ ખરીદવામાં આવે છે. એટલે કાં તો હિંદીઓનાં મન જીતી લઈ બ્રિટન રૂપિયાની લોન ઊભી કરી રૂપિયા મેળવે, અગર તો પોતાની મિલકતની માલિકી જતી કરે કે જેથી ખાનગી મૂડી રોકનારા ઘડીકમાં બ્રિટનને તેની મિલકતના રોકડા રૂપિયા આપી દે. બ્રિટિશ સત્તાએ હવે નિર્ણય ઉપર આવવું જોઈએ કે હિંદમાંથી માલ ખરીદવા માટે ઉપર જણાવેલી વ્યવહારુ રીતે તેમણે રૂપિયાની જોગવાઈ કરવી એ હિતાવહ છે કે વધારે ને વધારે સ્ટર્લિંગ હિંદને ખાતે લંડનમાં જમા કરી તેની સામે નોટ છાપવાનું હિંદી સરકારને કહી રાખવું એ સારું છે.

## (૬) હિંદી માલના બદલામાં હિંદને મળવો જોઈતો ન્યાયી બદલો

અત્યારે હિંદમાંથી જે માલ મિત્રરાષ્ટ્રો ખરીદી જાય છે તેનું નાણું કેમ ભરવું એ તો ખરીદનાર પક્ષ નક્કી કરે છે—સામાન્ય વ્યવહારુ સિદ્ધાંતથી આ વિરુદ્ધ છે. આપણા માલની કિંમત આપણને રૂપિયામાં મળવાને બદલે પારકા ચલણ—સ્ટર્લિંગ—માં મળે છે અને ફરી માલ ખરીદ કરવા માટે હિંદી સરકારે નવા રૂપિયાની જોગવાઈ કરવી

પડે છે. પરિણામે નોટના ઢગલા ચલણમાં સરી પડે છે. સામ્રાજ્યના એક સભ્ય તરીકે કદાચ આપણી શક્તિ એકત્રિત કરી આપણે માલ પૂરો પાડીએ એ જુદી વાત છે, પણ કાંઈ આપણા આંતરિક આર્થિક તંત્રમાં અરાજકતા લાવીને અને પાયમાલ થઈને કાંઈ કોઈ એમ કરે ખરું ? આપણે તો માલ વેચનાર છીએ છતાંય આપણે બ્રિટન સાથેના સોદામાં અજબ રીતે ફસાયા લાગીએ છીએ અને તેમાંથી બોજા નીચેની આંગળી ધીમે ધીમે સેરવી લેવા માટે જ ઉપર જણાવેલ રસ્તાઓ સૂચવ્યા છે. પછી ભલે આપણે યુદ્ધ-સામગ્રી મોકલતા રહીએ, પણ અત્યારે અન્યાય સહન કરવો પડે છે તે તો દૂર થશે અને આપણા માલના બદલામાં આપણને સામા પલ્લામાં તેની વાજબી કિંમતનો બદલો મળી રહેશે. બ્રિટિશના સંપર્કમાં આપણે આવ્યા તે ઘડીથી જ આપણે દેવાદાર રાષ્ટ્ર બની ચૂક્યા છીએ, અને દેવાદારને સ્વપ્નેય સુખ હોતું નથી તે ન્યાયે આપણે અનેક ગેરફાયદા સહેતા આવ્યા છીએ, પણ આખરે આજે તો આપણે બ્રિટનના લેણદારની સ્થિતિમાં છીએ તોય શા કારણે એક લેણદાર તરીકેના હક્ક ભોગવવા દેવામાંય હરકતો ઊભી કરવામાં આવે છે ? ઉપર જણાવેલી ચાર રીતે જો હિંદી માલની કિંમત રૂપિયામાં ચૂકવવામાં આવે તો ઠુગાવાનો ભય દૂર થશે અને લેણદાર રાષ્ટ્ર તરીકેના પૂરા ફાયદાનો લાભ પણ આપણે ઉઠાવી શકીશું.

૬

# સ્ટર્લિંગ–મિલકતનો મોહ

## (૧) આપણી સ્ટર્લિંગ-મિલકતનો અત્યારે થતો ઉપયોગ

આપણે ઉપર જોયું કે આપણે ત્યાંથી જે માલની ખરીદી થાય છે તેનું ભરણું સ્વાભાવિક રીતે રૂપિયામાં થવું જોઈએ તેને બદલે સ્ટર્લિંગમાં કરવામાં આવે છે. આ સ્ટર્લિંગનો મુખ્યત્વે બે રીતે ઉપયોગ કરવામાં આવે છેઃ પ્રથમ તો, સને ૧૯૩૮-૩૯માં હિંદ માથે રૂ. ૪૬૯ કરોડનું સ્ટર્લિંગ–કરજ હતું તેને ભરપાઈ કરવા માટે એ વપરાય છે. આજ સુધીમાં આ કરજનો મોટો ભાગ ભરાઈ ગયો છે અને ટૂંક મુદતમાં ચૂકતે ભરપાઈ થઈ જશે. બીજો ઉપયોગ એ રીતે કરાય છે કે બ્રિટનની સ્ટર્લિંગ–જામીનગીરીમાં એને રોકી આ જામીન-ગીરીને રિઝર્વ બૅંકના ચલણખાતામાં અનામત તરીકે રાખવામાં આવે છે. આ સ્ટર્લિંગ–જામીનગીરીની સામે રિઝર્વ બૅંક હિંદમાં ચલણી નોટો છાપે છે. સને ૧૯૪૩ના જાન્યુઆરીની ૨૨ તારીખે સ્ટર્લિંગ-જામીનગીરી રૂ. ૩૫૬ કરોડની કિંમતની આ રીતે પડી છે. દર અઠવાડિયે આ આંકડો વધતો જાય છે અને ચાલુ નાણાકીય નીતિને અનુસરવામાં આવે તો રોજ એક કરોડનો વધારો થતાં આ આંકડો વધીને ક્યાંય પહોંચશે. રિઝર્વ બૅંક નાણાવટ (બૅંકીંગ) ખાતામાં પણ પરદેશી મોટી રકમો મુખ્યત્વે સ્ટર્લિંગના રૂપમાં રાખે છે. સને ૧૯૪૩ના જાન્યુઆરીની ૧૫મીએ આવી રકમ રૂ. ૬૬

કરોડની કિંમતની હતી. આમાં ટૂંક-મુદતી જામીનગીરીનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. આપણી સ્ટર્લિંગ-મિલકતમાંથી બ્રિટિશ સરકારને રેલવે અંગેની વાર્ષિક હપતાની રકમના બદલામાં ૩ કરોડ પાઉંડની રકમ ભરવામાં આવી હતી; ભવિષ્યમાં આપણી વતી બ્રિટિશ સરકાર આ રકમ ભરી આપશે.

## (૨) સ્ટર્લિંગ-કરજનું ભરણું

હિંદ ઉપરનું સ્ટર્લિંગ-કરજ ભરાઈ જાય તે એક જોતાં તો વાજબી જ છે, કારણ કે તેના બદલામાં રૂપિયાની લોન ઊભી કરવામાં આવે છે તેના ઉપરનું વ્યાજ દેશમાં જ રહેશે અને ભવિષ્યમાં આપણા વેપાર-ઉદ્યોગને માટે જરૂરી એવી રકમ આ મારફત મળી રહેશે. ધારાસભામાં શ્રી. જમનાદાસ મહેતાએ સ્ટર્લિંગ-કરજ જે દરથી ભરપાઈ કરવામાં આવે છે તે માટે વાંધો ઉઠાવ્યો હતો; હિંદને એ દિશામાં કેટલું નુકસાન સહન કરવું પડે છે તે તેમણે બતાવ્યું હતું. એ વાતનો સ્વીકાર કરતાં પણ એટલું તો કહેવું જ જોઈએ કે દીર્ઘ દૃષ્ટિથી વિચારતાં આ કરજનું ભરપાઈ થવું એ દેશને હિતકર તો છે જ.

## (૩) સ્ટર્લિંગ-મિલકતના ભાવિ ઉપયોગનો કોયડો

રિઝર્વ બેંકના ચલણખાતામાં વધતી જતી સ્ટર્લિંગ-મિલકતના ઉપયોગને લગતો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આ મિલકત હિંદને કઈ કઈ રીતે ઉપયોગી છે તેનો નિર્દેશ સર જેમ્સ ટેલરે રિઝર્વ બેંકની અર્ધ વાર્ષિક સભામાં કર્યો હતો. તેમના કહેવા મુજબ આ લડાઈ પછી આર્થિક તથા ઔદ્યોગિક નવરચના માટે જરૂરી એવી સામગ્રી પરદેશથી મંગાવવામાં હિંદને આ મિલકત ઉપયોગી નીવડશે. આવી ખરીદી પરદેશમાં લડાઈ પછી જે મંદી સ્વાભાવિક રીતે આવશે જ તેમાં ટેકારૂપ થશે અને એ દૃષ્ટિએ આંતરરાષ્ટ્રીય નવરચનામાં હિંદ પોતાનો નમ્ર ફાળો નોંધાવી શકશે. આ મિલકતનો શું શું ઉપયોગ

કરી શકાય તે અંગે તો અનેક સૂચનો થઈ રહ્યાં છે અને તેની કિંમતમાં ઘટાડો ન થાય તે માટે પણ અનેક પગલાં સૂચવાઈ રહ્યાં છે. હિંદી વેપારી તથા ઔદ્યોગિક મંડળે આ વિષય ઉપર પુખ્ત વિચાર કરી હિંદી સરકાર સમક્ષ એક યોજના પણ મૂકી છે.

## (૪) નવી નોટો છાપવા અનામત તરીકે રાખવા માટે સ્ટર્લિંગનો થતો ઉપયોગ

આ વિચારસરણીમાં એક તત્ત્વ કે જેના તરફ દુર્લક્ષ કરાયું છે પણ જે આ પ્રશ્ન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ ધરમૂળથી ફેરવી નાખે તેવું છે તેનો વિચાર કરવો જરૂરી છે. આ સ્ટર્લિંગને અનામત તરીકે ગણી તેની સામે હિંદમાં નોટો છપાય છે અને આજની નીતિ ચાલુ રહે તો હજુ પણ છપાતી રહેશે એ નિઃશંક છે. એટલે આ મિલકતનો ઉપયોગ નાણું છાપવા માટે કરી શકાય છે અને સ્ટર્લિંગનો વધારો-ઘટાડો નાણામાં વધારો-ઘટાડો ઉપજાવે છે, અગાઉ સર જેમ્સ ટેલરે દર્શાવ્યું હતું તે મુજબ કાંઈ એ બેંકમાં પડેલી થાપણ તો નથી જ.

## (૫) રૂપિયાના હૂંડિયામણની ભાવિ કિંમત

રૂપિયાના હૂંડિયામણનો દર સને ૧૯૩૧ થી રૂ. ૧ = ૧ શિ. ૬ પેન્સ બાંધવામાં આવ્યો છે અને રિઝર્વ બેંકની ઉપર આ દર ટકાવી રાખવા માટે કાયદાથી ફરજ નાખવામાં આવી છે કે જે દરમાં ફેરફાર કરવાનું ગવર્નર-જનરલની સંમતિ સિવાય બની શકતું નથી. હવે ભવિષ્યમાં હૂંડિયામણના આ દરનું શું થશે તે વિચારવું આ જગ્યાએ અસ્થાને નથી. ગઈ લડાઈમાં રૂપિયાના હૂંડિયામણનો દર વધતો જતો હતો એ વાત લોકોના સ્મરણમાં હશે, એટલે કદાચ તેઓ એમ માનતા હશે કે આ લડાઈમાં રૂપિયાનું હૂંડિયામણ ઘટશે તો નહિ જ. પરંતુ તેઓ મૂળભૂત તફાવતો ભૂલી જતા લાગે છે.

એક તો, ગઈ લડાઈ વખતે, સોનાની ગણતરીએ ચાંદીના ભાવમાં વધારો થવાથી હિંદને સ્ટર્લિંગ-ધોરણ ઉપર લઈ જવામાં આવ્યું હતું. આ વખતે રૂપિયામાં ચાંદીનું પ્રમાણ વખતસર ઘટાડી નાખીને આ ભય દૂર કરવામાં આવ્યો છે. બીજું, આ વખતે ઉત્તરોત્તર ચલણમાં જે સતત વધારો થતો આવ્યો છે તે વસ્તુની ગઈ લડાઈમાં ગેરહાજરી હતી. રૂપિયાની કિંમત ઘટી ગઈ છે અને તેની આંતરિક કિંમતમાં હજુ પણ ઘટાડો ચાલુ રહેશે.

હૂંડિયામણના દર ઉપર જે અસર થવી જોઈએ તેને હૂંડિયામણ તથા વેપાર ઉપરના અંકુશો વાપરીને સરકાર ઢાંકવા પ્રયત્ન કરે છે, પણ લડાઈ બાદ આ અંકુશો હળવા થતાં જ રૂપિયાની આંતરિક કિંમતનો ઘટાડો હૂંડિયામણના દર ઉપર અસર કર્યા વિના રહેશે જ નહિ, કારણ યુદ્ધશાંતિની મુખ્ય શરતોમાંની એક એ તો હશે જ કે આંતરરાષ્ટ્રીય વેપારને શક્ય તેટલા મોટામાં મોટા પાયા ઉપર વધવા દેવો.

## (૬) આંતરરાષ્ટ્રીય હૂંડિયામણના દર કેવી રીતે મુકરર થાય છે?

સોનાના ધોરણ ઉપર ન હોય તેવા બે દેશ વચ્ચેના હૂંડિયામણના દર વ્યવહારમાં કેવી રીતે નક્કી કરવામાં આવે છે તે આપણે જોઈએ. એક દેશના ચલણી નાણાની બીજા દેશના નાણા-બજારમાં કેટલી માગ છે અને કેટલા પ્રમાણમાં તેને પહોંચી વળાય છે તેના ઉપર આ દરનો આધાર છે. ચલણી નાણાની માગ અને જથ્થાનો આધાર આંતરરાષ્ટ્રીય વેપારના પ્રમાણ ઉપર અવલંબે છે, અને આંતરરાષ્ટ્રીય વેપારનું પ્રમાણ દેશની અંદર પ્રવર્તતા વસ્તુઓના ભાવ ઉપર આધાર રાખે છે. આપણા દેશનો માલ સસ્તો હોય તો પરદેશી તે ખરીદે અને પરદેશનો માલ આપણને સસ્તો પડે તો આપણે ખરીદીએ. બીજા શબ્દોમાં કહીએ તો દેશની અંદરના ભાવ ઉપર આંતરરાષ્ટ્રીય વેપારની વધ-ઘટનો આધાર રહે છે અને એક-

બીજા દેશ વચ્ચેના વેપારમાંથી હૂંડિયામણ જેવા પરદેશી ચલણી નાણાંની માગ ઊભી થાય છે. બીજા દેશોનાં ચલણી નાણાંની આંતરિક કિંમતના પ્રમાણમાં આપણા ચલણી નાણાની આંતરિક કિંમત (ખરીદ-શકિત) કેટલી છે તેને અનુસરીને આપણા નાણાની આંતરરાષ્ટ્રીય કિંમત-હૂંડિયામણનો દર-નક્કી કરવામાં આવે છે. અગર તો, બે દેશનાં ચલણી નાણાંની ખરીદ-શકિતના પ્રમાણ ઉપરથી તે બે દેશ વચ્ચેના હૂંડિયામણનો દર કાઢી શકાય. સૌ કોઈ જાણે છે કે જર્મન માર્કના હૂંડિયામણની કિંમત ગઈ લડાઇમાં એટલી બધી ઘટી ગઈ હતી કે કોઈ પરદેશી માણસ, દા. ત. કોઈ અમેરિકન માણસ, થોડા ડૉલરના બદલામાં એવડી મોટી ગંજાવર સંખ્યામાં જર્મન માર્ક મેળવી શકતો કે લડાઈ બાદ જર્મનીમાં તે ખૂબ એશઆરામી જિંદગી ગાળી શકે અને ફાવે તે વસ્તુ જર્મનીમાં તે સહેલાઈથી ખરીદી શકે. આપણા દેશમાં પણ ગઈ લડાઈ બાદ આવો અનુભવ કર્યો હોય તેવા ઘણા માણસો છે.

## (૭) રૂપિયાના હૂંડિયામણના દરમાં ઘટાડો

ફુગાવાને પરિણામે રૂપિયાની આંતરિક કિંમતમાં ઘટાડો તો થવા માંડ્યો જ છે, અને એ ક્યાં જઈને અટકશે તે જાણવા કોઈ ચિહ્ન ઝડતું નથી. લડાઈ બાદ જ્યારે આંતરરાષ્ટ્રીય વેપાર તેના મૂળ સ્થિર પાયા ઉપર આવશે ત્યારે રૂપિયાની આંતરિક ખરીદશક્તિમાં જે ઘટાડો થયો હશે તેની અસર તેના હૂંડિયામણના દર ઉપર થયા વિના રહેશે નહિ. એટલે કે જે દેશના ચલણી નાણાની આંતરિક ખરીદ-શકિત બીજાની સરખામણીમાં વધારે હશે તેની સરખામણીમાં રૂપિયાના હૂંડિયામણનો દર જરૂર ઘટશે. જો કે બીજા દેશોનાં ચલણી નાણાંની કિંમતમાં પણ થોડો-ઘણો ઘટાડો તો થયો જ હશે, પરંતુ પ્રશ્ન એ છે કે જે દેશના નાણાની ખરીદ-શક્તિ વધારે ઘટી હશે તેને સહેવું પડશે. ગઈ લડાઈને અંગે બ્રિટનના સ્ટર્લિંગ પાઉંડની કિંમત

પણ ઘટી તો હતી જ, પરંતુ જર્મન માર્કની કિંમત તેથી કેટલાય-ગણી વધારે નીચે પડી હતી એને લીધે એક પાઉંડ સ્ટર્લિંગના બદલામાં મોટી સંખ્યામાં માર્ક મેળવી શકાતા હતા.

## (૮) સ્ટર્લિંગ અને રૂપિયાની કિંમતમાં ઘટાડાનું પ્રમાણ

સને ૧૯૪૧માં બ્રિટનમાં ભાવ-ટકાવારી ૧૨૧ હતી તે ૧૯૪૨માં લગભગ ૧૨૨ જેટલી ટકાવી રાખવામાં આવી હતી. અમેરિકામાં ભાવ-ટકાવારી ૧૦૦ જેટલી અત્યારે છે અને તેટલી ટકાવી રાખવા માટે પ્રયત્નો ચાલુ છે—જ્યારે હિંદમાં સને ૧૯૪૨ના ડિસેંબરમાં ભાવ-ટકાવારી ૨૩૮ જેટલી તો થઈ ગઈ છે. રાક્ષસી પ્રમાણમાં યુદ્ધખર્ચાઓ થતા હોવા છતાં બ્રિટને અને અમેરિકાએ આ લડાઈમાં ભાવોને દાબી રાખવામાં સારી સફળતા મેળવી છે. અંકુશ તળેની વ્યવસ્થિત નાણાકીય નીતિથી આ દેશો દેશની અંદરના ભાવોને કાબૂ નીચે રાખી શક્યા છે અને માટે જ લડાઈ પછી પણ પરદેશ સાથેના હૂંડિયામણના દરોને તેઓ ટકાવી રાખી શકશે. લડાઈ પહેલાં, અમેરિકા, ઇંગ્લંડ, અને ફ્રાંસ વચ્ચેના ત્રિપક્ષી કરારને અંગે એકબીજા દેશ વચ્ચેના હૂંડિયામણને સ્થિર ટકાવી રાખવા માટે જે ભંડોળ ઊભું કરવામાં આવ્યું હતું તેની મદદથી આ ત્રણે દેશો વચ્ચેનું હૂંડિયામણ સ્થિર ટકી રહ્યું હતું. લડાઈ પછી પણ પોતપોતાના સ્વાર્થ માટે, અને જેમાં પોતાનાં હિત પણ અગ્રસ્થાને છે તેવા આંતરરાષ્ટ્રીય વેપારનાં હિતો ન જોખમાય તે માટે, ડૉલર તથા પાઉંડના હૂંડિયામણના દર ટકાવી રાખવાના પ્રયત્નમાં તેઓ જરૂર સફળતા મેળવી શકશે. એ બનવાજોગ છે કે પાઉંડ અને ડૉલરની કિંમત લડાઈ બાદ આજે છે તેના કરતાં ઓછી-વત્તી ઘટશે તો ખરી, પણ મહત્ત્વની વાત તેમાં બીજાના પ્રમાણમાં કેટલો ઘટાડો થશે તે અને કઈ કક્ષાએ આ દેશોની સરકાર પોતાના નાણાની કિંમત ટકાવી રાખશે તે છે.

આ જોતાં, આપણે એમ માની શકીએ કે, આજની સરખામણીમાં પાઉંડ-સ્ટર્લિંગની કિંમત લડાઈ પછી ઘટે તોપણ તે ઘટાડો વધારે તો નહિ જ હોય, કારણ લડાઈ પહેલાંના ડોલર-સ્ટર્લિંગના દરની સરખામણીમાં નવો દર વધારે ઊંચો-નીચો ન થવા દેવા પૂરતી તો દીર્ઘદૃષ્ટિ, સમજણ અને શકિત ઇંગ્લંડ અને અમેરિકામાં છે જ. આપણે ત્યાં જો આજની ફુગાવાની નીતિને ચાલુ રહેવા દેવામાં આવે તો ભાવોમાં વધારો ચાલુ રહેશે અને રૂપિયાની આંતરિક ખરીદ-શક્તિમાં ઘટાડો થયા કરશે. જેમ જેમ ફુગાવો વધશે તેમ તેમ હિંદના ભાવ તથા ઇંગ્લંડના ભાવ વચ્ચેનું અંતર વધતું જશે અને, સ્ટર્લિંગનું તો ગમે તે થાય પણ, આ અંતર સંધાય તેવી કોઈ શકયતા દેખાતી નથી. આનું અનિવાર્ય પરિણામ એ આવશે કે રૂપિયાના હૂંડિયામણનો દર ઘટશે-૧ શિ. ૬ પેન્સ જે આજે દર છે તે ટકાવી રાખી શકાશે નહિ-કદાચ બે દેશ વચ્ચેના ભાવમાં આજે જે અંતર છે તે દૃષ્ટિએ તો તે દર અડધો થઈ જશે. કેટલો ઘટાડો થશે તેનો આધાર તો લડાઈ પછી બંને દેશમાં કેટકેટલા ભાવ પ્રવર્તતા હશે તેના ઉપર છે.

## (૯) રિઝર્વ બેંકની કાયદેસરની જવાબદારી

રૂપિયાના હૂંડિયામણનો દર ૧ શિ. ૬ પેન્સ ટકાવી રાખવા માટે રિઝર્વ બેંક કાયદેસર બંધાયેલી છે. હિંદી ચલણનો ઇતિહાસ બતાવી આપે છે કે રૂપિયાનું સ્ટર્લિંગ સાથેનું હૂંડિયામણ ઊંચામાં ઊંચા દરે ટકાવી રાખવા માટે હમેશ પ્રયત્નો થતા આવ્યા છે. આ ઊંચા દરથી બ્રિટિશ વેપારને માટે આપણા દેશમાં કેવી અનુકૂળતા થાય છે તે તો આજે હવે સૌને સુવિદિત છે. આ લડાઈ પછી રૂપિયાના હૂંડિયામણને ઊંચું કરવાનો પ્રશ્ન સને ૧૯૨૦ની માફક ઉપસ્થિત નહિ થાય પણ તેને ૧ શિ. ૬ પેન્સ જેટલું ટકાવી રાખવાનો અને તેમાં થતો ઘટાડો અટકાવવાનો પ્રશ્ન ઊભો થશે. સને

૧૯૨૦ની માફક નવો કાયદો ઘડવાની જરૂર આ વખતે સત્તાવાળા-ઓને પડશે નહિ, કારણ અત્યારે જે કાયદો અમલમાં છે તેનો લાભ તેઓ સુગમતાથી ઉઠાવી શકશે. એટલે કે નાણાબજારમાં કદાચ નીચા દર ચાલુ હશે તોય રિઝર્વ બેંક પોતાની ફરજનું પાલન કરવા માટે ઠરેલ દરે સ્ટર્લિંગ વેચશે જ અને રૂપિયા મેળવશે. વધારે નોટો છાપવા માટે અનામત તરીકે રાખવા આજે સ્ટર્લિંગ-મિલકતનો ઉપયોગ થાય છે અને ભવિષ્યમાં એ જ સ્ટર્લિંગનો ઉપયોગ દેશની અંદરનાં નાણાંનો જથ્થો ઓછો કરવામાં થશે.

દેશની અંદર વધારાનું નાણું હોય તે પાછું ખેંચીને જ રૂપિયા-ની આંતરિક કિંમત તથા હૂંડિયામણના દર ઊંચા કરી શકાય છે.

## (૧૦) સ્ટર્લિંગ-મિલકતોનું વેચાણ

રિઝર્વ બેંકના ચલણખાતામાંના સ્ટર્લિંગને લંડનમાં વેચીને અને તેના બદલામાં હિંદમાં રૂપિયા મેળવીને આ હેતુ બર લાવી શકાય. આ રીતે સ્ટર્લિંગ વેચીને રૂપિયા ચલણમાંથી ખેંચી શકાય, અને તેટલી કિંમતના સ્ટર્લિંગ અનામતમાંથી ખોટ ખાઈને વેચવા પડશે. રૂપિયાની કિંમત લડાઈ પછી ઘટેલી હશે તેના પ્રમાણમાં સ્ટર્લિંગનો જે ભાવ ચાલુ હશે તે લક્ષમાં લેતાં સ્ટર્લિંગનું ભાવિ વેચાણ હિંદને જબ્બર નુકસાનીમાં મૂકશે. રૂપિયાના હૂંડિયામણના ભાવને ઠરેલ ધોરણે ટકાવી રાખવા માટેના આવા પ્રયત્નમાં રિઝર્વ બેંક ફાવશે કે નહિ તે તો કોણ કહી શકે? એ ઉપરાંત, આ વેચાણ-થી ચલણમાંથી જે ઘટાડો થશે તેનાથી તો વસ્તુઓના ભાવ નીચા પડશે, મંદી આવશે અને બેકારી ફાટી નીકળશે. આજે આપણી ચારે બાજુ સમૃદ્ધિની છોળો ઊડતી જોઈએ છીએ તે મદારીના ખેલ જેવી નીવડશે, આજકાલ બિલાડીના ટોપની માફક લિમિટેડ કંપનીઓ ફાટી નીકળે છે તે આર્થિક મંદીમાં સપડાઈ જશે અને સજ્જડ મંદીના ચક્કરમાં સારો દેશ સંડોવાઈ જશે.

## (૧૧) રાષ્ટ્રીય હિતોને ભોગે વ્યક્તિગત લાભ

જ્યારે સ્ટર્લિંગ-મિલકતને વેચવામાં આવશે ત્યારે લેનાર તો બનતાં સુધી પરદેશી હૂંડિયામણની બેંકો અગર હૂંડિયામણના દલાલો જ હશે ને! આ સ્ટર્લિંગનો ઉપયોગ બ્રિટનમાંથી હિંદમાં આયાત થતા માલના બદલામાં ભરવા માટે થશે. આ માલ હિંદને માટે લાભદાયી એવો યાંત્રિક કે ઔદ્યોગિક ખપનો જ હશે તે તો કેમ કહી શકાય? એ માલ તો કદાચ હિંદમાં બનતા માલ સાથે હરીફાઈ કરનારો પણ હોય. એ બનવાજોગ છે કે, અમુક શ્રીમંત હિંદી વેપારીઓ હિંદમાં રૂપિયા ભરી સ્ટર્લિંગ મેળવીને ઈંગ્લંડથી માલ મંગાવે તો તેમને ફાયદો થાય, કારણ તેમ કરવાથી તેઓ સસ્તા ભાવે માલ મેળવી શકે, પણ અમુક વ્યક્તિને થતો આ ફાયદો દેશને તો નુકસાનીના ખાડામાં ઉતારે ને! અત્યારે આપણે જે યુદ્ધ-સામગ્રી પૂરી પાડી રહ્યા છીએ તેના બદલામાં સ્ટર્લિંગ-મિલકત ખડકાઈ રહી છે; આપણા જેવા ખાધવાળા દેશના ગરીબ માણસની કંગાળ આવકમાંથી પણ આ ઝૂંટ પડાવે છે ને! ભવિષ્યમાં આ સ્ટર્લિંગના બદલામાં તેટલી જ કિંમતનો માલ આપણને મળશે કે આજે આ સ્ટર્લિંગ-મિલકત વધતી જાય છે તે એક જાળ સમાન નીવડશે? ભવિષ્યમાં સસ્તા દરે સ્ટર્લિંગ ખરીદીને થોડી-એક બ્રિટિશ કે હિંદી વ્યક્તિઓ રાષ્ટ્રીય હિતોને ભોગે ફાયદો ઉઠાવશે.

## (૧૨) સૂચવેલા ફેરફારથી થનાર ફાયદા

બ્રિટનને આપણે યુદ્ધ-સામગ્રી પૂરી પાડીએ છીએ તેને પરિણામે ફુગાવો તથા ઊંચા ભાવથી પીડાઈએ છીએ. આગળ જતાં, રૂપિયાના હૂંડિયામણને ઠરાવેલા ધોરણે ટકાવી રાખવા માટે, ચલણી નાણામાંથી ઘટાડો કરવો પડશે ત્યારે ભાવો તદ્દન બેસી જશે, એટલે આપણે મંદીમાં સપડાવું પડશે અને બહુ ગવાયેલી સ્ટર્લિંગ-મિલકત તો ક્યાંય

ગુમ થઈ જશે. આને બદલે જો હિંદમાંની ખરીદી માટે રૂપિયાની જોગવાઈ બ્રિટને કરવી પડે તો હિંદમાં જે લોન ઊભી કરે તેના ઉપર તેણે વ્યાજ ભરવું પડે; અને આ માટે હિંદની બજાર માટે તેણે કાળજી લેવી પડે અને આપણે માગીએ તે માલ તેણે પૂરો પાડવો પડે. અત્યાર સુધી હિંદ અને બ્રિટન વચ્ચેના વેપારી–કરારમાં બ્રિટનને સ્ટર્લિંગનું ભરણું દર વર્ષે કરવાનું જ હોય છે એટલે તેના બદલામાં હિંદ માલ નિકાસ ન કરે તો ક્યાં જાય? તેને બદલે જો બ્રિટને આપણે ત્યાં લોન ઊભી કરી હોય તો ભવિષ્યના વેપારી–સંબંધોમાં હમેશાં આપણો જ હાથ ઉપર રહે.

## (૧૩) ચાલુ રીતથી થતો બ્રિટનને લાભ

અત્યારે જે નીતિનો અમલ થઈ રહ્યો છે તે મુજબ બીજી પણ એક રસપ્રદ ઘટના ધ્યાન ખેંચનારી છે. આપણી સ્ટર્લિંગ–મિલકતની મદદથી સ્ટર્લિંગ–કરજનું ભરણું તથા સ્ટર્લિંગ–જામીનગીરીમાં રોકાણ એ ઈંગ્લંડની અંદર ફુગાવો અટકાવવાના કામમાં મદદરૂપ થાય છે. પહેલી રીત મુજબ બ્રિટનની સંરક્ષણ–લોનમાં રોકાવા માટે મોટી રકમના સ્ટર્લિંગો છૂટા થાય છે. બીજી રીત મુજબ હિંદ પોતાની સ્ટર્લિંગ-મિલકતનું બ્રિટિશ લોનમાં રોકાણ કરે છે. પરંતુ જે રીતથી બ્રિટનમાં ફુગાવો થતો અટકે છે તે જ રીતથી હિંદમાં વધારે નોટો છપાવાથી ફુગાવો જોર પકડતો જાય છે. લડાઈ પછી, ઉપર જણાવ્યું તે પ્રમાણે, ઈંગ્લંડની અંદર આ સ્ટર્લિંગ–મિલકત છૂટી થશે અને જ્યારે વેપાર–ઉદ્યોગમાં મંદી આવી ગઈ હશે ત્યારે તેને સતેજ કરવાના કામમાં તેનો સદુપયોગ થઈ શકશે. એટલે ખરે વખતે એ સ્ટર્લિંગ મંદી અટકાવવા માટેની કામગીરી બજાવશે, જ્યારે રૂપિયાના હૂંડિયામણને ઊંચે ટકાવી રાખવા માટે એ જ રીત આપણે ત્યાં મંદીમાં વધારો કરનારી નીવડશે.

## (૧૪) ચાલુ નીતિમાં ધરખમ સુધારો કરવાની આવશ્યકતા

સ્ટર્લિંગ-મિલકતના ઉપયોગ અંગેની આખી નીતિ હિંદનાં હિતને અત્યારે કે ભવિષ્યમાં લાભદાયી નથી, એટલે ઘડીના પણ વિલંબ વિના તેમાં ફેરફાર કરવો જરૂરી છે કે જેથી હિંદમાંથી યુદ્ધ-સામગ્રી ખરીદ કરવા માટે બ્રિટન કે મિત્રરાષ્ટ્રો પોતે રૂપિયાની જોગવાઈ કરવાની જવાબદારી ઉપાડી લે. હિંદી સરકારને સ્ટર્લિંગ-મિલકતને અંગેની પોતાની નીતિ સ્પષ્ટ રીતે જાહેર કરવાનું કહેવું તેના કરતાં તો હિંદી હિતોને જોખમમાં મૂકતી ચાલુ નાણાકીય નીતિમાં મૂળમાંથી સુધારો કરવાનું જ કહેવું એ વધારે સારું છે.

૭

# ફુગાવો અટકાવવા માટેના ઈલાજો

## (૧) ઇંગ્લંડ અને અમેરિકામાં લેવાયલાં ફુગાવો અટકાવવા માટેનાં પગલાં

ઉપર જણાવેલી રીતો ઉપરાંત, બીજા દેશોએ ફુગાવો અટકાવવા જે પગલાં લીધાં છે તે હિંદમાં પણ વિના વિલંબે અમલમાં મુકાવાં જોઈએ. ઇંગ્લંડની અંદર સને ૧૯૩૯–૪૦થી ૧૯૪૨–૪૩નાં વર્ષો દરમિયાન કુલ રાષ્ટ્રીય ખર્ચ ૧૫૬૫ કરોડ પાઉંડની સામે ૬૯૩ કરોડ પાઉંડની મહેસૂલી આવક થઈ હતી, એટલે ખર્ચના ૪૪ ટકા જેટલી આવક મહેસૂલ દ્વારા ઉઘરાવવામાં આવી હતી. સીધા કર–વેરા નાખીને જ આ આવકમાં વધારો કરવામાં આવ્યો છે તે ત્યાં સુધી કે ચાલુ વર્ષે રાષ્ટ્રીય ખર્ચના ૫૦%જેટલી રકમ મહેસૂલી આવક પૂરી પાડશે. મોટી આવકવાળા વર્ગ ઉપર ઊંચા કર–વેરાની ઇંગ્લંડમાં કેવી અસર થઈ છે તે બતાવવા માટે આ જગ્યાએ એટલો ઉલ્લેખ બસ થશે કે આયપતવેરો તથા બીજા વેરા ભર્યા પછી કોઈ પણ વ્યક્તિની વાર્ષિક આવક ૬૦૦૦ પાઉંડ કરતાં વધારે રહેવા દેવામાં આવી નથી, અને વાર્ષિક ૪૦૦૦ પાઉંડ આવકવાળી વ્યક્તિઓ પણ આખા દેશમાં ગણીગાંઠી જ છે. લોકોની બચત વધારવા માટેના અનેક પ્રયત્નોને અંગે તથા વેચાણવેરા ઊંચા કરીને માલના ભાવ પણ ઊંચા કરી દેવામાં

આવ્યા છે તેને અંગે તેનો ઉપાડ ઓછો થાય અને પરિણામે યુદ્ધની લોનમાં દર અઠવાડિયે આશરે ૩ કરોડ પાઉંડ ત્યાં ભરાય છે. માપબંધી તથા ભાવનિયમન કરીને ગરીબવર્ગને જીવનની જરૂરિયાતની વસ્તુઓ મળતી રહે તે માટે પણ સરકારે સતત ધ્યાન રાખ્યા કર્યું છે. પગાર તથા મજૂરીના દર ધીમે ધીમે વધવા દેવામાં આવ્યા છે પણ સાથે એટલું પણ ધ્યાન રખાયું છે કે લોકોની ખરીદ-શક્તિમાં એકાએક ઉછાળો ન આવવો જોઈએ અને માટે જ પગાર તથા મજૂરીમાં હવે વધારો ન થવા દેવા સૂચનો થઈ રહ્યાં છે.

## (૨) હિંદમાં ફુગાવો અટકાવવા માટેની યોજનાઓ

હિંદની અંદર ફુગાવો ન થાય છતાં હિંદના રક્ષણ માટે જરૂરી રકમ ઊભી કરી શકાય તેવાં પગલાંનો આપણે હવે વિચાર કરીએ. (૧) જો કે લડાઈની શરૂઆતથી જ કર-વેરા વધારવામાં તો આવ્યા જ છે, પણ હજુય જે અમુક શ્રીમંતવર્ગ છે તેની પાસેથી વધુ વેરો લઈ શકાવાની શક્યતા છે, (૨) દેશભરમાં એક એવી વ્યવસ્થિત ઝુંબેશ ઊભી કરી લોકો વધારે બચત કરે અને યુદ્ધની લોનમાં રોકે તેવું સહકારનું વાતાવરણ સરકારે તૈયાર કરવું જોઈએ, (૩) પુષ્કળ નાણું દટાયેલું પડ્યું છે અને ગંજાવર રકમો બેંકો પાસે થાપણ તરીકે પડી રહે છે તેને યોગ્ય દિશામાં વાળવાં જોઈએ, (૪) આની સાથે જ, પુખ્ત વિચારણા પછી, એક એવી સાંગોપાંગ યોજનાથી માપબંધી અને ભાવનિયમન અમલમાં લાવવાં જોઈએ કે જેથી આજે દેશમાં ખાદ્યખોરાકીના દુષ્કાળની સ્થિતિ ઊભી થઈ છે તે દૂર કરી શકાય. હિંદી સરકારનાં જુદાં જુદાં ખાતાંઓ વચ્ચે તથા હિંદી સરકાર અને પ્રાંતીય તથા દેશી રાજ્યોની સરકાર વચ્ચે સુમેળ અને સહકાર સધાવો જોઈએ કે જેથી સ્થાનિક ફાયદા ઉઠાવવાની ક્ષુલ્લક દાનતથી દેશ ઉપર આફતનાં વાદળાં ન ફરી વળે.

## (૩) તે પહેલાં તૈયાર થવી જોઇતી પૂર્વભૂમિકા

હિંદનું યુદ્ધકાળનું નાણાપ્રકરણ એવી રીતે નવેસર રચાવું જોઈએ કે ફુગાવો કદી થવા જ ન પામે, અને કોઇ પણ નીતિ અમલમાં મૂકતી વખતે હિંદી સરકારે પ્રજાને વિશ્વાસમાં લેવાનું ચૂકવું ન જોઈએ. તે ઉપરાંત, પ્રજા પાસેથી સ્વાર્થત્યાગની આશા રાખતાં પહેલાં, હિંદી સરકારે મિત્રરાષ્ટ્રોને સ્પષ્ટ કહી દેવું જોઈએ કે હિંદમાંથી તેઓને જે માલ જોઇતો હોય તેનાં ભરણાંની વ્યવસ્થા કરવાની જવાબદારી તેમણે જ સ્વીકારવી જોઈએ. સરકાર પોતે સામેથી ભૂલને પંથેથી પાછું વાળીને ન જુએ ત્યાં સુધી તેમની નાણાકીય નીતિમાં પ્રજાના સહકારની આશા સેવવી વ્યર્થ છે.

## (૪) રિઝર્વ બૅંકની ઉદાસીનવૃત્તિ

ફુગાવાની નીતિ અંગે રિઝર્વ બૅંકે નિષ્ક્રિય અને ઉદાસીનવૃત્તિ સેવી છે તે તરફ લક્ષ દોરવું આવશ્યક છે. તેના છેલ્લા વાર્ષિક અહેવાલમાં રિઝર્વ બૅંક લખે છે કે, "ચલણી નાણામાં વધારાથી ઊભી થતી ફુગાવાની સ્થિતિને અટકાવવાના ઇલાજ શોધતી વખતે નાણાંની માગ કયાં કયાં કારણોથી વધવા પામી છે તે કારણોનો વિચાર કરવો જોઈએ, પણ આ કારણો એવાં છે કે જે સંબંધી રિઝર્વ બૅંક પોતે કાંઈ કરી શકે તેમ નથી." રિઝર્વ બૅંકે, ખરું જોતાં, ફુગાવાથી ઊપજતા ભયોની સામે વખતસર લાલ બત્તી ધરવી જોઈતી હતી. તેણે તેમ કર્યું હોત તો આજની મુશ્કેલીભરી પરિસ્થિતિ ઊભી થઈ હોત નહિ. હજીય શું મોડું થયું છે? રિઝર્વ બૅંક પોતાની ઉદાસીનવૃત્તિને અળગી કરી હજીય ચાલુ નીતિમાં સુધારો કરવા ઝુંબેશ ઉઠાવી શકે છે. સર જેમ્સ ટેલરે ફુગાવાને અંગે તથા આપણી સ્ટર્લિંગ–મિલકતને અંગે જે આમિક ખ્યાલો રજૂ કર્યા છે તેના તરફ આ પહેલાં લક્ષ દોરવામાં આવ્યું છે; અને એવી આશા રાખવામાં આવે છે કે રિઝર્વ બૅંક

સાથેના સંપર્કમાં રહેતા સૌ કોઈ અગત્યના પ્રશ્નોને વાજબી દૃષ્ટિકોણ-થી તપાસશે.

## (૫) ફુગાવામાંથી ઊભી થતી કાગળિયાં–દોલતનો મોહ

સરકારને ઊંચા ભાવે માલ પૂરો પાડીને ઘણા વેપારીઓ અને ઉદ્યોગપતિઓ હમણાં હમણાં અઢળક પૈસો કમાયા છે. આ કમાણી-માંથી અમુક ભાગ તો વધારાના નફા ઉપર આયપતવેરા તરીકે સરકાર લઈ જાય છે. તેમ છતાંય, શ્રીમંતોની શ્રીમંતાઈ વધતી જાય છે અને પૈસા કમાવાની નવી નવી તકો ઝડપીને આજે એક નવો જ શ્રીમંતવર્ગ અસ્તિત્વમાં આવ્યો છે. વેપારીઓ તો આજે અસાધા-રણ કમાણીને લીધે ઊંચા ઊંચા ચાલે છે. તેને તો એમ જ ભાસે છે કે આજકાલ રહેતા ઊંચા ભાવને લીધે જ તેમની કમાણી વધી છે અને હજુય ભાવ વધતા રહે તેમાં જ તેમને તો મઝા છે. તે બીચારા-ઓને ક્યાંથી ખબર હોય કે આ તો બધી કાગળિયાં–દોલત છે! તેમની પાસે નોટોનો ઢગલો થાય છે પણ દરેક નોટની માલ ખરીદવાની શક્તિ ઘટતી જ જાય છે.

ઊંચા રહેતા ભાવને અંગે ઘણાનો ભ્રમ હજુ ભાંગતો નથી. તેઓ એમ માને છે કે બ્રિટિશો જો આપણે ત્યાંથી ઊંચા ભાવે ખરીદી કરે તો આપણને વધારે સ્ટર્લિંગ બદલામાં મળશે એ તો દેશના લાભમાં છે ને? પણ આ જે ફાયદો દેખાય છે તેમાં જ આપણે સોસવું પડશે. વધારે સ્ટર્લિંગની મદદથી તો વધારે નોટો છપાશે અને હજુય ભાવ વધશે. આ ભમરાળું કાળચક્ર ફર્યા જ કરશે અને સમાજના આર્થિક પાયા હચમચાવી નાખશે.

અત્યારે સમાજના બહોળા વર્ગ માટે ફુગાવો એ ખરેખર શ્રાપ સમાન છે. લડાઈ પછી જ્યારે ચલણી નાણામાંથી ઘટાડો કરવામાં આવશે ત્યારેય ગરીબવર્ગને જ બેકારીમાં જકડાવું પડશે ને? ફુગાવો જેમ શ્રીમંતને કમાતો થકવી દે છે તેમ ગરીબની કંગાલિયતમાં બાકી

રહેવા દેતો નથી. પ્રથમ દૃષ્ટિએ જણાતી ઉપરછલ્લી શ્રીમંતાઈ લડાઈ પછી ક્યાંય અદૃશ્ય થઈ જશે. જો આજની શ્રીમંતાઈ ચિરંજીવી રહેતી હોત તો શું ઇંગ્લંડ અને અમેરિકાના વેપારીઓ મૂર્ખાઓ છે કે ફુગાવો અટકાવવા માટેનાં તથા ભાવ તથા મજૂરીના દર વધારે વધતા અટકાવવા માટેનાં સખ્ત પગલાંઓને અપનાવી લે છે ? ગમે તેમ પણ થોડા બડભાગીઓની સમૃદ્ધિ એ કાંઈ સારાયે રાષ્ટ્રના સુખમાં વૃદ્ધિ કરતી નથી. સારાયે સમાજનું જેમાં અશ્રેય થતું હોય તેને અમુક ગણ્યાગાંઠ્યાની સમૃદ્ધિથી ઢાંકી શકાશે તો નહિ જ. વેપારી-આલમની એ ફરજ છે કે અંગત સ્વાર્થને અળગો કરી, દેશનાં હિતનો ખ્યાલ કરી, સત્તાવાળાઓને તાકીદ કરે કે ફુગાવાની નીતિનો ત્યાગ કરી હિંદમાંથી બ્રિટન તેમજ મિત્રરાષ્ટ્રો માટે યુદ્ધસામગ્રી ખરીદવામાં આવે છે તેનું ભરણું હિંદને વ્યવહારુ અને કુદરતી રીતે કરવામાં આવે.

## ૮

# રાજકીય તત્ત્વ

## (૧) રાજકીય વિરુદ્ધ આર્થિક બળો

આ બધાં પગલાં ધાર્યું પરિણામ સફળતાપૂર્વક લાવી શકે કે કેમ તેનો આધાર પ્રજાવર્ગના ટેકા અને સહકાર ઉપર અવલંબે છે. બીજી પણ એક વસ્તુ જરૂરની છે કે સત્તાધીશોએ દીર્ઘદૃષ્ટિથી કામ લેવું જોઈએ અને સ્થાપિત હક્કોવાળા ધનાઢ્યવર્ગમાં સળવળાટ પેદા થાય તોપણ મક્કમ નીતિ અમલમાં મૂકવાની તેમનામાં પૂરતી હિંમત હોય તો જ દેશના કરોડો માનવીનું ભલું થશે. આજે હિંદી સરકારની જે રીતે રચના થઈ છે તેની પાસેથી તો આવી દીર્ઘસૂત્રી નીતિ અને નૈતિક હિંમતની આશા રાખી શકાય તેમ નથી જ. તેને માટે તો આમવર્ગનો સામુદાયિક ટેકો હોય અને પ્રજામાં સ્વદેશાભિમાનની લાગણી ઉત્તેજિત કરે તેવી મજબૂત રાષ્ટ્રીય સરકાર જોઈએ. આજકાલ રાજદ્વારી પુરુષો રાષ્ટ્રીય સરકાર માટે જે દલીલો આગળ ધરે છે તેમાં આ એક આર્થિક દલીલ કે જેનાં પ્રાબલ્ય અને વ્યવહારુપણા માટે શંકાને સ્થાન નથી એવી દલીલનો ઉમેરો થાય છે. રાજદ્વારી વ્યક્તિઓની માગણી કરતાં આર્થિક બળો લાંબે ગાળે વધારે શક્તિશાળી અને અસરકારક નીવડે છે. રાજદ્વારી પક્ષો કે વ્યક્તિઓને બોલતાં

બંધ કરી દેવાના અનેક રસ્તાઓ નીકળે પણ આર્થિક બળોને દાબવાં સહેલાં નથી. આજની ફુગાવાની નીતિને બે-લગામ આગળ વધવા દેવામાં આવે તો આજે પણ ઘેર ઘેર જે અસહ્ય મોંઘવારીની બૂમો સંભળાય છે તે દિવસો જતાં પરિસ્થિતિને વધારે ખરાબ કરશે. ફુગાવા અને મોંઘવારીના દબાણમાંથી તો ભૂખમરાની કારમી વેદના અને ગમે તેવડી મોટી સંખ્યાના ગોરા સૈનિકો અને તેની બેયોનેટોથી પણ ન શમાવી શકાય તેવાં બળો ઊભાં થશે. મોડું થાય તે પહેલાં, આપણે હજુય આશા રાખી શકીએ કે, છેવટે જાપાનની સામે જંગ ખેલવા માટે હિંદનો ઉપયોગ કરવાની સ્વાર્થવૃત્તિ પોષવા માટે પણ, બ્રિટન અને અમેરિકાની સરકાર હિંદી આર્થિક તંત્રમાં અરાજકતા આવતી અટકાવશે, કારણ ફુગાવામાંથી ઊપજતી આર્થિક અંધાધૂંધીથી નબળું પડેલું હિંદ પછી તો મિત્રરાષ્ટ્રોને ઓછું જ મદદગાર થઈ શકશે ને ? કાં તો રાજકીય મડાગાંઠનો ઉકેલ લાવી ફુગાવો અટકાવવા માટે પ્રજાનો સહકાર મેળવવામાં આવે છે, અગર તો ભૂખમરા તરફ ધસડી જતી ચાલુ નાણાકીય નીતિને વળગી રહી યુદ્ધ-પ્રયત્નોમાં ખલેલ પહોંચે તેવી પરિસ્થિતિ ખડી કરી દેવામાં આવે છે: જોઈએ કે આ બેમાંથી કયો માર્ગ અખત્યાર કરવામાં આવે છે.

## (૨) સરકારની સહૃદયતાની કસોટી

ઉપર ચીતરેલું ગમગીન ચિત્ર કેટલે અંશે વાસ્તવિક નીવડે છે તે તો આવતા થોડા મહિનામાં બનતા બનાવો તથા મધ્યસ્થ સરકારના હવે પછીના અંદાજપત્રની સાથે આપણે આગળ ધરેલી નક્કર હકીકતો તથા દલીલોને સરખાવીએ ત્યારે સમજાય. આ દેશની પ્રજાનું ભલું હિંદી સરકારને હૃદયે કેવુંક છે તેની પ્રતીતિ આવતા અંદાજપત્ર અને સરકારી નિર્ણયોમાંથી મળી રહેશે. યુદ્ધ પછીનું સ્વતંત્ર હિંદ આર્થિક રીતે પાયમાલ થયેલી પ્રજા સાથે પોતાની કારકિર્દી શરૂ કરશે કે હિંદના આજના શાસકો પાસેથી તેને વધારે સારો વારસો મળશે તેનો આધાર હિંદી સરકાર હવે શું પગલાં લે છે તેના ઉપર છે. ભાવિના ગર્ભમાં શું હશે ?

૯

# અગત્યના મુદ્દાઓ સંક્ષિપ્તમાં

**આ** પુસ્તકમાં ઉપસ્થિત થયેલા મુખ્ય મુદ્દાઓ સગવડની ખાતર નીચે સંક્ષિપ્તમાં આપવામાં આવ્યા છે :

૧. લડાઈની તૈયારી પાછળ હિંદી સરકારના ખર્ચમાં મહત્ત્વનો વધારો થયો છે અને હજુ પણ તે વધવા પૂરો સંભવ છે.

૨. આ ખર્ચને પહોંચી વળવા માટે નવા કર–વેરા નાખવામાં આવ્યા છે તથા લોન ઊભી કરવામાં આવી છે.

૩. હિંદ ઉપરના સ્ટર્લિંગ–કરજમાં જેટલો ઘટાડો થયો છે તેના કરતાં રૂપિયાનું નવું કરેલું કરજ ઓછું છે એટલે એકંદરે તો દેશ ઉપરનું કરજ ઘટયું છે.

૪. સને ૧૯૩૯ના ઓગસ્ટમાં રૂ. ૧૭૯ કરોડની નોટ ચલણમાં હતી તે સને ૧૯૪૨ના ડિસેંબરમાં રૂ. ૫૭૦ કરોડ સુધી જઈ પહોંચી, એટલે આટલા ટૂંકા ગાળામાં ૨૧૮ ટકા જેટલી નોટ વધી અને હજુ પણ આથી વધારે ગતિએ નવી નોટ મુકાવા સંભવ છે.

૫. બેંકો વ્યાજે નાણું ધીરીને જે થાપણ–નાણું ઊભું કરે છે તેમાં ઘટાડો થયો છે તે સૂચવે છે કે નાણાબજાર અત્યારે સુસ્ત પડી રહ્યું છે.

૬. બેંકોની થાપણો વધી પડી છે એ બતાવે છે કે નાણાંનો મોટો જથ્થો વણરોકાયેલો–નવરો–પડી રહ્યો છે.

૭. ક્લિઅરીંગ હાઉસના આંકડા ઉપરથી જણાય છે કે નાણાંની હેરફેર બહુ મંદગતિથી થાય છે.

૮. ઉત્પાદનના વધારા કરતાં નવી નોટો વધારે પ્રમાણમાં ચલણમાં મુકાતી હોવાને પરિણામે સને ૧૯૪૨ના નવેંબરના આંકડા મુજબ સામાન્ય ભાવ-વધારો ૨૨૭ ટકા સુધી પહોંચ્યો છે અને ભવિષ્યમાં ફુગાવાની આ અસર વધારે પ્રમાણમાં ફેલાશે.

૯. ફુગાવાનું મુખ્ય કારણ એ છે કે બ્રિટિશ સરકાર માટે હિંદી સરકાર હિંદમાંથી જે માલ ખરીદે છે તેને માટે રૂપિયાની જોગવાઈ હિંદી સરકારે કરવી પડે છે અને તેટલી કિંમતના સ્ટર્લિંગ તેને ખાતે લંડનમાં જમા થાય છે.

૧૦. સ્ટર્લિંગ-મિલકત હિંદ પાસે હતી તેણે હિંદ ઉપરનું સ્ટર્લિંગ-કરજ પતાવી દેવામાં મદદ કરી છે.

૧૧. સાથોસાથ સ્ટર્લિંગની સામે રિઝર્વ બેંક નવી નોટ છાપે છે તેનાથી ફુગાવાની પરિસ્થિતિ ઊભી થઈ છે.

૧૨. રિઝર્વ બેંકના ચલણખાતામાં સ્ટર્લિંગ-જામીનગીરીઓ પડી હોય તે ચલણમાં ફરતી રૂપિયાની નોટની કિંમતને ટકાવી રાખવામાં શું ઉપયોગી નીવડે?

૧૩. દર અઠવાડિયે નોટ-ચલણમાં વધારો થવાથી રૂપિયાની કિંમતમાં ઘટાડો થયા કરશે અને વસ્તુઓના ભાવ ઊંચે ચડયા કરશે.

૧૪. તેમાંય, હવે જ્યારે સરકારી તિજોરી-હૂંડીઓની સામે નોટ છપાવા લાગી છે ત્યારે તો ફુગાવો તેના નગ્ન સ્વરૂપમાં અમલમાં આવ્યો છે એમ કહી શકાય.

૧૫. ખાદ્ય-ખોરાકીની વસ્તુઓ, સુતરાઉ કાપડ અને સોના-ચાંદીની આયાત કરતાં વધારે નિકાસ પણ ફુગાવાની અસરમાં ઓર વધારો કરે છે.

૧૬. દેશની અંદર માલનું ઉત્પાદન જે ગતિથી વધતું હોય તેના કરતાં જ્યારે વધારે ગતિથી નવું ચલણી નાણું બહાર પડે ત્યારે ચલણમાં ફુગાવો આવ્યો કહેવાય છે. હિંદમાં ફુગાવાની શરૂઆત થઈ ગઈ છે તે વાતની કોઈથી ના પાડી શકાય તેમ નથી.

૧૭. ફુગાવો સમાજના બહોળા વર્ગના આર્થિક જીવનના પાયાને હચમચાવી નાખે છે અને આગળ જતાં પણ જ્યારે ચલણમાંથી ઘટાડો કરવામાં આવે છે ત્યારે મંદી અને બેકારી ફાટી નીકળે છે.

૧૮. ગઈ લડાઈનાં સ્મરણો યુરોપના દેશોને હજુ તાજાં જ છે માટે ફુગાવાની ભયંકર અસરથી મુક્ત રહેવા તેમણે પૂરતી કાળજી રાખવી શરૂ કરી દીધી છે.

૧૯. ફુગાવો સંઘરાની વૃત્તિને ઉત્તેજે છે, અને દેશભરમાં આજે ખાદ્યખોરાકીની અસહ્ય અછત પ્રવર્તે છે તેને માટે ફુગાવો જ જવાબદાર છે.

૨૦. ફુગાવો એ ખરાબમાં ખરાબ કર–વેરાનો પ્રકાર છે, કારણ તે ગરીબ અને મધ્યમવર્ગને જ કચરે છે અને તેમને દિવસે દિવસે ભૂખમરા તરફ ઘસડી જાય છે.

૨૧. ઇંગ્લંડ અને અમેરિકામાં માપબંધી તથા ભાવનિયમનનો કડક અમલ થયો હોવાથી ત્યાં હિંદ જેટલા ભાવ વધ્યા નથી.

૨૨. હિંદમાં ભાવનિયમન નિષ્ફળ નીવડયું છે, અને ફુગાવાની નીતિ ચાલુ છે ત્યાં સુધી તે કદી સફળ થનાર નથી.

૨૩. આર્થિક તંત્રના મૂળ પાયાને ફુગાવો હચમચાવી નાખતો હોવાથી અસંખ્ય માણસોને ખૂબ સોસવું પડયું છે અને ફુગાવાની પછી જ્યારે ચલણમાંથી ઘટાડો કરવામાં આવે છે ત્યારે હમેશાં મંદી અને બેકારી ચારે તરફ ફરી વળે છે.

૨૪. હિંદી લશ્કર એ ખરેખર તો શાહી લશ્કરનો એક ભાગ જ છે અને હિંદને માથે જે યુદ્ધ–ખર્ચ ફાળવવામાં આવે છે તેટલા પૂરતી રકમ બ્રિટિશ સરકારને ઓછી ખરચવી પડે છે.

૨૫. યુદ્ધ-ખર્ચ અંગે હિંદ ઉપર હજુ બોજો વધશે તેવો સંભવ છે.

૨૬. અમેરિકા માટે હિંદી સરકારે જે રકમ ખરચવી પડે છે તેનાથી પણ ફુગાવો જોર પકડે છે, માટે હવે જ્યારે અમેરિકા સાથે

નાણાકીય કોલ-કરાર થાય ત્યારે હિંદના હિતરક્ષણ માટે કાળજી લેવાવી જોઈએ.

૨૭. હિંદમાં રૂપિયાની કુલ માગ આજે કદી ન હતી તેટલી મોટી છે.

૨૮. જે રીતે હિંદી સરકાર મિત્રરાષ્ટ્રો માટે માલની ખરીદી કરી રૂપિયાની જોગવાઈ કરે છે તે રીત તદ્દન ખોટી છે અને તેનાથી હિંદનાં આર્થિક હિતો રક્ષાતાં નથી.

૨૯. ખરી રીત પ્રમાણે તો હિંદી માલના બદલામાં હિંદને (अ) વેપારી-મિલકતના રૂપમાં, (ब) સોનામાં, (क) ઈંગ્લંડ વતી હિંદમાં રૂપિયાની લોન ઊભી કરીને, અને (ड) હિંદમાં જે બ્રિટિશ મિલકતો છે તેના માલિકી હક્ક હિંદીઓને વેચી નાખીને કિંમત ચૂકવવી જોઈએ.

૩૦. સ્ટર્લિંગ-મિલકતના ભાવિ ઉપયોગ અંગે હજુ ઘણાને ગેરસમજૂતી થાય છે, કારણ કે તેની સામે તો હિંદમાં ચલણી નોટો છાપવામાં આવે છે તે વાત તરફ તો દુર્લક્ષ જ કરાય છે.

૩૧. ફુગાવાની આજની નીતિ ચાલુ રહેશે તો રૂપિયાના હૂંડિયામણનો દર ૧ શિ. ૬ પેન્સ કરતાં નીચો પડશે અને રિઝર્વ બેંકના ઉપર હૂંડિયામણના આ દરને ટકાવી રાખવા કાયદાથી ફરજ નાખવામાં આવેલી હોવાથી આ દરે તેણે સ્ટર્લિંગ વેચવા જ પડશે.

૩૨. આવી રીતે સ્ટર્લિંગ-મિલકત વપરાઈ જશે. રૂપિયાના હૂંડિયામણનો દર તેમ છતાંય ૧ શિ. ૬ પેન્સ જેટલો ટકી રહે કે ન રહે તે પણ શંકાસ્પદ છે. આગળ જતાં ચલણમાંથી જ્યારે ઘટાડો થશે ત્યારે ભાવો બેસી જશે અને મંદી અને બેકારીમાં આખો દેશ સપડાશે.

૩૩. રાષ્ટ્રનાં આર્થિક હિતોને ભોગે થોડી-એક બ્રિટિશ કે હિંદી વ્યક્તિઓ ફાયદો ઉઠાવશે.

૩૪. હિંદમાંથી ખરીદાતી યુદ્ધ-સામગ્રીનાં ભરણાં માટે રૂપિયાની જોગવાઈ કરવાની નવી રીત સૂચવવામાં આવી છે તેનો અમલ કરવામાં આવે તો આ આફતોમાંથી દેશને ઉગારી શકાય.

૩૫. આજે જે રીતે સ્ટર્લિંગ-મિલકતનો ઉપયોગ થાય છે તેથી ઇંગ્લંડમાં ફુગાવો થતો અટકે છે, અને ભવિષ્યમાં જ્યારે રૂપિયાના હૂંડિયામણના દરને ટકાવી રાખવા માટે તેનો ઉપયોગ થશે ત્યારે પણ ઇંગ્લંડમાં મંદી અટકાવવા માટે તેનો સદુપયોગ થઈ શકશે.

૩૬. હિંદમાંથી બ્રિટન તેમ જ મિત્રરાષ્ટ્રો માટે જે યુદ્ધ-સામગ્રીની ખરીદી થાય છે તેનાં ભરણાં માટેની ચાલુ નીતિમાં મૂળભૂત ફેરફાર કરવાની જરૂર છે અને એ ભરણાં માટે રૂપિયાની જોગવાઈ કરવાની જવાબદારી તેમને શિરે જ નાખવી જોઈએ.

૩૭. ઇંગ્લંડ અને અમેરિકામાં ફુગાવો અટકાવવા માટે જે પગલાંઓ લેવાયાં છે તેનું અનુકરણ હિંદી સરકારે કરવું જોઈએ.

૩૮. તેમ કરતાં પહેલાં હિંદી સરકાર જે માલ બ્રિટન મોકલે છે તેનાં નાણાં લંડનમાં સ્ટર્લિંગમાં ચૂકવાય છે તે પ્રથા બંધ કરવી જોઈએ.

૩૯. રિઝર્વ બેંકે અત્યારે જે ઉદાસીનવૃત્તિનું વલણ લીધું છે તે તજી દઈને ફુગાવો અટકાવવા માટે હિંદી સરકારને તેણે વાજબી સલાહ આપવી જોઈએ.

૪૦. જો ફુગાવાની નીતિ આમ ચાલુ જ રહેશે તો જરૂર જાપાનની સામે લશ્કરી પ્રવૃત્તિ કરવા માટેના કેન્દ્ર તરીકે હિંદ દિવસે દિવસે નબળું પડતું જશે.

૪૧. ફુગાવામાંથી જન્મતી આફત દૂર કરવા હિંદી રાજકીય મડાગાંઠનો કોઈ પણ હિસાબે અંત લાવવો એ મિત્રરાષ્ટ્રોનાં હિત માટે જરૂરી છે, કારણ તેમ કરીને જ પ્રજાનો સહકાર મેળવી શકાશે.

૪૨. હિંદી પ્રજાનાં હિત માટે સરકાર કેટલી કાળજી ધરાવે છે તેની સાબિતી હવે પછીના થોડા મહિનામાં બનતા બનાવો, તેમ જ હવે પછીના અંદાજપત્ર તથા અગત્યના મુદ્દાઓ ઉપરના સરકારી નિર્ણયોમાં આપણને મળી રહેશે.